# રસદાયક રત્નનિધિ.

## ભાગ ૧.

શાળા, વિદ્યાર્થીઓ તથા સત્ય ઇત્યાદિ
સદ્‌ગુણોના પ્રેમીઓના ઉપયોગને માટે.

લેખક તથા પ્રકાશક:--

રમણીકલાલ ગીરધરલાલ મોદી એમ. એ.

એક્સ સુપ્રીન્ટેન્ડન્ટ, શ્રી ઝ. ખો. ઇન્સ્ટીટ્યુટ નવસારી.

પ્રીન્સીપાલ, ગુરૂકુળ વિદ્યાલય, સાંટાક્રુઝ
મુંબઇ.

પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૦



મૂલ્ય ૧-૪-૦

# રસદાયક રત્નનિધિ.

## ભાગ ૧.

શાળા, વિદ્યાર્થીઓ તથા સત્ય ઇત્યાદિ
સદ્‌ગુણોના પ્રેમીઓના ઉપયોગને માટે.

'धृतिः क्षमा दमोस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धी र्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम ॥ मनु


લેખક તથા પ્રકાશક:--
રમણીકલાલ ગીરધરલાલ મોદી એમ. એ.
પ્રીન્સીપલ, ગુરૂકુળ વિદ્યાલય, સાંટાકુઝ
મુંબઇ.



પ્રથમ આવૃતિ સન ૧૯૨૦




મૂલ્ય ૧-૪-૦

આ પુસ્તક શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન
એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે
છાપી ઠે. ખપાટીઆ ચકલા સુરત અને રમણીકલાલ
ગીરધરલાલ મોદીએ સાંટાક્રુઝ ગુરૂકુળમાંથી
પ્રસીદ્ધ કર્યું

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં અમારા ધારવા પ્રમાણે વારંવાર અનેકાનેક વાર્તાઓનાં પુસ્તકો પ્રગટ થયાં છે પણ તેમાંનાં ઘણાંખરાં પુસ્તકોમા અદ્ભુત તથા શૃંગાર રસ પ્રધાન હોય છે. હાલના નવયુવકોને તથા યુવતિઓને વિદ્યાર્થીઓને તથા વેપારીવર્ગને એવી વાર્તાઓ આજના વાતાવરણને જોતાં સ્વભાવિક રીતે રોચક લાગે છે પરન્તુ પરિણામે હાનિકારક થઈ પડે છે. સાધારણ જન સમાજના હાથમાં એવાં મનોરંજક તથા આત્મનાશક પુસ્તકો ન આપતાં મનોરંજક તથા આત્મોદ્ધારક પુસ્તકો આપતાં એ એક સાહિત્યપ્રેમીઓનું મોટું કર્તવ્ય છે અને જો એ કર્તવ્ય પૂરી રીતે ન બજાવતાં સાધારણ જનસમુદાયની મનોવૃત્તિને એવા નિરૂપયોગી પુસ્તકો રચી આડે માર્ગે દોરવવામાં આવે તો એવા લેખકોને દેશ તથા જાતિદ્રોહી કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નથીજ. પાઠક વર્ગની એવી રીતે બદલાયલી મનોવાસનાને પુનઃ સુમાર્ગ તરફ લાવવી એ સતત પ્રયાસનું કામ છે તેમ છતાં જો ધીમે ધીમે પ્રિય પાઠકગણ એ તરફ પોતેજ ધ્યાન આપશે તો તે વૃત્તિને બદલાતાં વાર નહીં લાગે. એજ આત્માનાશક વૃત્તિનો ધીરેધીરે સંહાર કરવાને માટે આ લઘુ પુસ્તક દેશીબંધુઓની સમક્ષ અર્પણ કરવામાં આવ્યું છે.

ચારે તરફથી આજકાલ બૂમાટા સાંભળમાં આવે છે કે ઘરોમાં છોકરાં વંઠી જાય છે અને દુરાચારી થઇ જાય છે. માતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ તો એક તેમની ટેવ થઇ ગઈ છે. ગાળો તો જ્યારથી પારણામાં સુતા હોય ત્યારથીજ તેમને આવડી જાય છે; જેમ જેમ દુનિયાના રંગમાં રંગાતા જાય છે તેમતેમ કપટ ઇર્ષ્યા તથા કોટા ફાંસી નો રંગ તેમના પર વધારે વધારે ચઢતો જાય છે. આ સઘળાનો જોખમદાર કોણ? દોષ કોના પર નાંખવો એ એક વિચારણીય પ્રશ્ન છે. ખરૂં જોતાં એમાં બાળકોનો જરાપણ દોષ નથી. બાળક તો કેવળ અનુકરણજ કરે છે અને તે ઘરમાં રહી બીજા કોનું અનુકરણ કરી શકે! કેવળ માતા પિતા તથા ભાઇ ભાંડુ એજ એમના વિષે અનુકણીય આદર્શ છે. એટલે આપણે સઘળો નહીં તો ઘણોખરો દોષ માતા પિતાની પોતાના બાળક વિષે બેદરકારીનું કારણ ગણીએ તો તે નિઃસંદેહ છે. મારા અભિપ્રાય પ્રમાણે જો માતા પિતા પોતે આ પુસ્તકનું અધ્યયન કરી પોતાનાં બાળકોને સાંજે અથવા સહવારે પોતાનો વખત કાઢી સારી સારી સાર ભરેલી વાર્તાઓ સંભળાવશે તો તેથી મોટામાં મોટો લાભ એ થશે કે બાળકનાં કોમળ હૃદયો પર યાવજીવન શુભ સંસ્કાર પડશે. અને તેથી તેમના તરફ તેમના બાળકોની અવગણના થવાનો સંભવ ઘણોજ ઓછો રહેશે. શુષ્ક ભોજન કરતાં

સ્વાદિષ્ટ તથા સાત્વિક ભોજન ત્યારે સારૂં લાગે છે એ સિદ્ધાન્તને અનુસરી આ પુસ્તકને વાર્તાઓના રૂપમા અર્પણ કરવામાં આવ્યું છે. બાળકના હાથમાં કેવા પ્રકારની ચોપડીઓ આપવી જોઇએ એ પણ ઉપરની વાતથી સ્પષ્ટ થઈ જાય છે. આ પુસ્તક કેવળ માતા પિતાઓને માટે છે એમ નથી. બાળક જુવાન વૃદ્ધ પુરૂષ કે સ્ત્રી આ ચોપડીનો સારો ઉપયોગ કરી શકે એટલા માટે એને સરળ ભાષામાં મુકવામાં આવ્યું છે.

## શિક્ષકોને વિનતિ

કેળવણીખાતામાં જોડાયલા શિક્ષકોને અનુભવ જણાવે છે કે આધુનિક શિક્ષણ પદ્ધતિ પ્રમાણે શિક્ષકોનો શિષ્યો તરફ તથા શિષ્યોની શિક્ષકો તરફ પહેલાંની માફક ભાવના નથી. શિક્ષકો પોતાના સ્વાર્થ સારૂં શિષ્યોને ચાહે છે અને તદનુસાર શિષ્યો પણ એમ ધારીને કે માસ્તર સાહેબ અમને પરીક્ષામાં પાસ કરી ઉપલા વર્ગમાં ચઢાવી દેશે શિક્ષકોને ચાહવાનો ડોળ કરી દેખાડે છે પૂર્વકાળનો ચાલતો આવેલો સંબંધ मातृदेवो भव, पितृदेवो भव, आचार्य देवो भव। હાલમાં કવચિતજ નજરે પડે છે. બાળકોને ઘરની કેળવણી તથા ગૃહ સંસ્કાર તો આપતા નથી એટલે પછી શાળામાં આવી તેઓ સુધરી જાય એ કેટલાક માતાપિતાઓનું કથન ઘણું ભુલ ભરેલું છે ગરૂં

જોતાં ઘર અને શાળા એ બન્નેએ બાળકોમાં એવા સં-સ્કાર બેસાડવા જોઇએ કે જેથી ઘર અને વિદ્યાલયમાં કોઈ જાતનો ભેદ ન માલુમ પડે. શિક્ષકોને સાદર વિનંતી કે તેઓના હાથમાં સોંપાયલી જીંદગીઓનો તે સદુપયોગ કરશે. પોતાના શિષ્યોને શિખવતી વખતે જો તેઓ આ પુસ્તકમાંની વાર્તાઓમાંથી સત્ય, ધર્મ, નીતિ, શીલ સંતોષ, પરમાર્થ, દાન ઇત્યાદી સિદ્ધાંતોની બાળકોના મનપર અસર કરવા સારૂ દૃષ્ટાન્ત તરીકે કહી સંભળાવશે તો બાળકોની રૂચી તેમના પાઠો તરફ, શિક્ષકો તરફ તથા તેમના માતાપિતાની તરફ વધશે એમાં કોઇપણ પ્રકારનો સંદેહ નથી. એટલા માટે આ પુસ્તક કોઈ પણ ખાનગી અથવા સરકારી શાળાને ઉપયોગી થઇ પડશે એવી આશા છે. આ પુસ્તકનો બીજો ભાગ પણ જલદી તૈયાર થશે.

આ પુસ્તક બનાવવામાં થયલો પરિશ્રમ જોતાં પુસ્તકની કીંમત ઘણી થોડી રાખવામાં આવી છે. લેખક સંપૂર્ણ આશા ધરાવે છે કે ગુર્જર-દેશના બંધુઓ, શિક્ષકો, વેપારીઓ તથા અન્ય ભાઇઓ આ પુસ્તકને વાંચી તદનુસાર પોતાને તથા પોતાનાં બાળકોને કેળવી દેશની ઉન્નતિ સર્વે પ્રકારે થાય એમ કરશે.

ગુરૂકુળ, સાન્ટા ક્રુઝ, મુંબઇ.

સેવક.
રમણીકલાલ ગીરધરલાલ મોદી



# અનુક્રમણિકા.




| રત્ન. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧ | જેવું સાંભળે તેવુંજ કરનારાઓનું મૂલ્ય. | ૧ |
| ૨ | ધનની અનુચિત લાલસાનું માઠું પરિણામ. | ૩ |
| ૩ | માયા મોહમાં લમ્પટ થયલા પુરૂષોની દુર્ગતિ | ૬ |
| ૪ | એક નિર્ધન બ્રાહ્મણનો શુદ્ધ ત્યાગ. | ૯ |
| ૫ | સદાચાર કોને કહે છે? | ૧૧ |
| ૬ | 'કર્મ' પર વિશ્વાસ. | ૧૩ |
| ૭ | 'પરમાત્મા પર સાચો વિશ્વાસ અને પુરૂષાર્થ મનુષ્યની સમ્પૂર્ણ અભિલાષાઓને પૂર્ણ કરે છે.' | ૧૬ |
| ૮ | | ૨૦ |
| ૯ | | ૨૪ |
| ૧૦ | ઇશ્વર જે કંઇ કરે છે તે સારૂંજ કરે છે. | ૨૬ |
| ૧૧ | ઇશ્વર મારૂં મુખ જોઇ શકયો નહી. | ૨૯ |
| ૧૨ | મુખ્ય કોષ (ખજાના)ની પ્રાપ્તિ. | ૩૦ |
| ૧૩ | ધર્મ વિના કોઇ સાથી નથી. | ૩૬ |
| ૧૪ | પરમાત્માને પાપ પુણ્યનો દ્રષ્ટા અને દણ્ડ દાતા જાણી પાપોથી કેમ બચતા નથી? (પાપની પુંજી પચી શકતી નથી). | ૪૪ |

| | |
|---|---|
| ૧૪ પારસમણિ. | ૪૯ |
| ૧૫ ભવિષ્યને માટે પણ કંઇ મોકલો. | ૫૨ |
| ૧૬ શરીરમાં અજવાળ. | ૫૪ |
| ૧૭ દેહાભિમાનનો ત્યાગ. | ૫૫ |
| ૧૮ વિષયોનું અસલ સ્વરૂપ. | ૫૮ |
| ૧૯ અષ્ટાવક્ર | ૬૨ |
| ૨૦ 'શું કરીએ ફુરસદ નથી મળતી.' | ૬૫ |
| ૨૧ ઋષિ સંતાનનો ત્યાગ. | ૬૭ |
| ૨૨ મહાત્મા કૈયટનો ત્યાગ. | ૭૧ |
| ૨૩ | ૭૩ |
| ૨૪ અતિથિ સત્કાર. | ૭૫ |
| ૨૫ ધાર્મિક રાજ્ય. | ૮૫ |
| ૨૬ અહિંસા. | ૮૮ |
| ૨૭ અહિંસા. | ૯૧ |
| ૨૮ હિમ્મત અને ધૃતિ. | ૯૨ |
| ૨૯ ક્ષમા. | ૯૭ |
| ૩૦ મહાત્મા બુદ્ધ | ૧૦૧ |
| ૩૧ દમન. | ૧૦૨ |
| ૩૨ એક મહાત્મા | ૧૦૪ |
| ૩૩ અસ્તેય. | ૧૦૭ |
| ૩૪ શૌચ. | ૧૦૯ |
| ૩૫ ગુરૂનાનક. | ૧૧૧ |
| ૩૬ મહારાણી વિકટોરીઆ (ઇન્દ્રિય નિગ્રહ) | ૧૧૪ |

| | |
|---|---|
| ૩૭ | ૧૧૭ |
| ૩૮ છજ્જુ ભગત. | ૧૧૮ |
| ૩૯ | ૧૨૦ |
| ૪૦ ભણ્યા પણ ગણ્યા નહીં. | ૧૨૨ |
| ૪૧ વિદ્યા. | ૧૨૫ |
| ૪૨ | ૧૨૭ |
| ૪૩ | ૨૯ |
| ૪૪ સત્ય. | ૧૩૧ |
| ૪૫ અક્રોધ. | ૧૩૬ |
| ૪૬ મહુમ્મદ ગઝની. | ૧૩૯ |
| ૪૭ પરીક્ષા વિના લગ્ન. | ૧૪૧ |
| ૪૮ માણસ બીજાની સાથે જેવું કરે છે તેવુંજ તેની સાથે પણ થાય છે. | ૧૪૪ |
| ૪૯ મુર્ખોની સભામાં પણ્ડિતોની દશા. | ૧૪૬ |
| ૫૦ મુર્ખની સમજ. | ૧૪૭ |
| ૫૧ | ૧૫૨ |
| ૫૨ જેને ભુંકતાં શીખવાડો તેજ કરડવા દોડે છે. | ૧૫૩ |
| ૫૩ સત્ય વચન મહારાજ | ૧૫૫ |
| ૫૪ અસંભવને સંભવ દેખાડવું. | ૧૫૬ |
| ૫૫ ન્યાયમૂર્તિ યુધિષ્ઠિર. | ૧૫૮ |
| ૫૬ અમારા બાપદાદાથી સનાતન ચાલી આવે છે. | ૧૬૦ |
| ૫૭ | ૧૬૨ |
| ૫૮ કળિયુગ. | ૧૬૩ |
| ૫૯ ગુરૂસેવા. | ૧૬૬ |

૬૦ વ્યક્તિભાવ. ૧૬૯

૬૧ પરિશ્રમ ( કવિ કાલિદાસ ) ૧૭૧

૬૨ શેખ ચલ્લી. ૧૭૫

૬૩ મુર્ખતાની લાકડી. ૧૭૬

૬૪ પરમાત્માને વ્યાપક જાણવાથી તથા તેનાપર પુર્ણ વિશ્વાસ રાખવાથી મનુષ્ય કોઈ દિવસ પાપ કરી શકતો નથી. ૧૭૮

૬૫ વ્યર્થ વિવાદ. ૧૮૧

૬૬ જનાબ, આપકે જુતેકી સબ મહેરબાની હુય ૧૮૩

૬૭ નવ નવ વરસના બે ૧૮૫

૬૮ પિતરોને પાણી. ૧૮૬

૬૯ વિતણ્ડ ( વ્યર્થ બકવાદ ) ૧૮૮

૭૦ માણુસ પંચ કેવીરીતે બની શકે છે. ૧૮૯

૭૧ સ્વાર્થ અને સંતાપ. ૧૯૪

૭૨ અંધપરમ્પરા. ૨૦૦

૭૩ સ્વાર્થ તથા ગરજ મતલબથી થતો નાશ ૨૦૨

૭૪ પોત પોતાની મતલબ કાઢવી. ૨૦૫

૭૫ વર્તમાન સમયના શ્રોતાઓ. ૨૦૭

૭૬ પક્ષીઓની સમજ. ૨૧૨

૭૭ શ્રદ્ધા. ૨૧૪

૭૮ એકના બે અર્થ. ૨૧૭

૭૯ દાનત. ૨૧૯

૮૦ બાદશાહ સીકંદર. ૨૨૧

ॐ

# રસદાયક રત્નનિધિ.



## રત્ન ૧ લું.



### રસદાયક રત્ન નિધિ.

### જેવું સાંભળે તેવુંજ કરનારાઓનું મૂલ્ય.



એક રાજાએ એક વખત વિદ્વાનોની પરીક્ષા કરવા માટે સોનાની બે મૂર્તિઓ એવી રીતે તૈયાર કરાવી હતી કે બન્નેના આકાર રંગ અને વજન એવાં બરાબર હતાં કે કોઈ પણ પ્રકારે બન્નેમાં કોઇ જાતનો ભેદ માલુમ પડતો નહોતો. ઘણા સમજવાળા અને વિદ્વાન મૂર્તિઓની પરીક્ષાથેં તેના દરબારમાં આવ્યા અને નાપાસ તથા નિરાશ થઈ ચાલ્યા ગયા. છેવટે એક યોગીશ્વર તે તરફ આવી પહોંચ્યા અને તેમને પણ પરીક્ષા કરવી પડી. તે વખતે તો યોગીજી મૂર્તિઓમાં કોઇ ભેદ બતાવી શક્યા નહીં પરન્તુ વિચારી વિચારીને બોલ્યા કે 'હું આ બે મૂર્તિઓને મારી ઝુંપડીમાં લઇ જાઉંછું કદાચ

એકાન્તમાં બન્નેનો ભેદ જડી આવે'. રાજાએ પોતાની અનુમતિ દર્શાવી અને યોગીજી પણ મૂર્તિઓ પોતાને સ્થાને લઇ આવ્યા. ઘેર આવી યોગીજીએ પાછો યત્ન આરંભ કર્યો. એકાએક ચિત્તમાં સ્ફુરી આવ્યું કે બાહ્યભેદ કંઇ પણ જણાતો નથી કદાચ કોઇ આન્તરિક ભેદ હોવો જોઇએ. એમ ધારી એક તણખલું લઇ જમણા કાનમાં ઘાલી જોયું તો બીજા કાનમાંથી એકદમ નીકળી આવ્યું. હવે યોગીજીએ બીજી મૂર્તિના કાનમાં ઘાલી જોયું. તણખલું બીજા કાનમાંથી બહાર તો નીકળ્યું નહીં પ્રત્યુત સિધ્ધું માથાની તરફ નીકળી ગયું. હવે તો યોગીજી અત્યન્ત પ્રસન્ન થયા અને પ્રાત:કાળની વાટ જોતા નિદ્રાધીન થયા. પરોઢ થતાં નિત્યકર્મથી નિવૃત થઇ મૂર્તિઓને લઇ યોગીજી રાજ દરબારમાં પધાર્યા અને ભરેલી સભામાં ગમ્ભીર મુખમુદ્રા રાખી અન્તર બતાવવો આરંભ કર્યો. તેમણે કહ્યું કે આ (આંગળી કરીને) મૂર્તિની કીંમત છ કોડી છે અને આ બીજીની કીંમત છ કરોડ રૂપિયા છે. સમસ્ત દરબાર આશ્ચર્યમય થયો. આશું ? સોનું એકજ ભાવનું, સરખા તોલનું, એક કારીગરની બનાવટ અને તોપણ ભેદ ? યોગીજીએ સર્વેની શંકા સમાધાન કરતાં જણાવ્યું કે આ મૂર્તિ કે જેના કાનમાં તણખલું નાંખવાથી બીજા કાનમાંથી આરપાર નીકળી ગયું તે એવા માણસની સમાન છે કે જે સદુપ-

દેશ સાંભળી એક કાનેથી બીજા કાનવડે બહાર કાઢી નાંખે છે. એટલા માટેજ એની કીંમત છ કોડી છે. અને બીજીની કીંમત છ કરોડની એટલા માટે છે કે એ એવા માણસની સમાન છે કે જે સાંભળીને વિચાર કરે છે અને પુન: તેને કર્મ રૂપમાં બદલે છે. ભરી સભામાં ઋષિજીની પ્રશંસા થઈ અને યોગીજી સંતુષ્ટ થઈ રસ્તે પડયા.

'परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम्' એ કથનાનુસાર આધુનિક સંસારમાં વચનવીરોની સંખ્યા ઘણીજ વધી ગઈ છે અને કર્મવીરોની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે. શાસ્ત્રોક્ત ધર્મનું અનુકરણ કરી તેને અમલમાં લાવવાથીજ સુખ અને શાંતી થાય છે.



## રત્ન ૨ જું.



## ધનની અનુચિત લાલસાનું માઠું પરિણામ.



એક અત્યન્ત ધનાઢય શેઠ નિરંતર એજ વિચારતો હતો કે મારી પાસે એટલુ ધન ભેગું થઈ જાય કે કોઈ પણ મારા જેવો ધનાઢય

ન હોય. એક દિવસ એક સાધુ ફરતા ફરતા ત્યાં આવ્યા. શેઠજીએ અન્નપાનાદિથી સાધુજીને તૃપ્ત કર્યા ત્યારે સાધુજી બોલ્યા 'क्यों शेठजी! तुम्हारी क्या ईच्छा है' શેઠજી હાથ જોડીને બોલ્યા કે મહારાજ! મારી તો એજ ઇચ્છા છે કે જેને જેને હું સ્પર્શ કરૂં કે તરતજ તે સોનાની થઈ જાય. સાધુએ કહ્યું 'एवमस्तु' હવે તો શેઠજી બહુ ફૂલ્યા. પ્રાતઃકાળમાંજ શેઠજી બગીચામાં ગયા અને ફૂલોને સ્પર્શ કરવા લાગ્યા. વાહ! શું કહેવું? હવે તો જે ચીજને શેઠ અડકતા કે તે તરતજ સોનાની બની જતી. વાહવાહ! શેઠજીની વાડીમાં તો સોનાના ફૂલ લટકી રહ્યાં છે! આમ્ર પણ સુવર્ણ! સોનાનાંજ ફળ ફૂલ લઇ શેઠ ઘરની તરફ ચાલ્યા આવે છે કલ કલ કરતાં બાળકો પણ જોઈ જોઇને હરખાય છે. મધ્યાન્હ થવા આવ્યો અને ભોજન પ્રવૃત્તિનો પણ સમય થયો. શેઠજી પાટલે બેઠા અને થાળી પીરસાઈ. જ્યાં શેઠજી પૂરીને સ્પર્શ કરવા જાય છે કે તરત આહા! સોનાની પૂરી બની ગઇ! શાકને સ્પર્શ કર્યો તો તેપણ સુવર્ણ થઇ ગયું વસ્તુતઃ જેને જેને શેઠ સ્પર્શ કરતા ગયા તે વસ્તુ સોનાની થતી ગઈ! હવે તો શેઠજી ભૂખ્યા ભૂખ્યા થઈ ગયા એટલામાં તો બે બાળક કાકા કાકા કરતાં દોડી આવ્યાં અને કાકાને ભેટવા દોડયાં. એક તો શેઠ ભૂખ્યા અને તેમાં વળી છોકરાઓનું કકલાણુ! જ્યાં છોકરાઓને

હાથેથી દૂર ખસેડયા કે તે પણ સુવર્ણ બની ગયા. અને મૂર્તિની માફક બેસીજ રહ્યા! હવે તો ઘરમાં રડારોળ થવા માંડી. શેઠ તથા શેઠાણી બધાએ રડવા માંડયું. શેઠની પાસે આવતાં બધા બીહતા હતા કે રખેને શેઠ અડકે અને અમે પણ સોનાના થઇ જઇએ. એટલામાં પેલા સાધુ પણ અકસ્માત તે તરફ નીકળી આવ્યા અને રડવા કકલવાનો નાદ સાંભળી દયાર્દ્ર થઇ શેઠને પુછયું કેમ શેઠજી, હવે તો કંઇ દુઃખ નથી રહ્યુંને? પણ આ ઘરમાં બધા કેમ રડે છે? શેઠજી સાધુના ચરણોમાં પડયા અને કહ્યું મહારાજ! કૃપા કરો અને આ ગુણને મારા હાથમાંથી કાઢી નાંખો! આ જુઓ મારા બાળક સોનાના થઈ પડયાં છે!! આખો દિવસ ભૂખેજ મર્યો! મારૂં સઘળું જમણ સ્પર્શ થવાથી સોનું થઇ ગયું? સાધુજીએ જરા વિહાસ કરી કરૂણામય વાણીથી શેઠના હાથનો એ ગુણ કાઢી નાંખ્યો અને શેઠની અત્યંત લોલુપતા પર દિલગીરી બતાવી. શેઠજી પણ પોતાની સ્થીતિમાં સંતુષ્ટ રહી ભોજન કરી શાંત થયા. એટલા માટેજ વેદ કહે છે.

ईशा वास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत्।
तेन त्यक्तेन भुञ्जीथाः मा गृधः कस्य स्विद्धनम्॥

ધન તથા ઐશ્વર્યનો ભોગ ત્યક્ત ભાવથી કરો. અર્થાત્ લાલસા અને હાય હાયથી દૂર રહો એમાંજ મનુષ્યત્વ સમાયલું છે.



# રત્ન ૩જું.



## માયા મોહમાં લમ્પટ થયલા પુરૂષોની દુર્ગતિ.



એક દુકાનદાર ખરે તડકે દાણા દળતાં દળતાં ઉદ્વિગ્ન થઇ રોજ બબડી ઉઠતો કે આવા દળણા દળવા કરતાં પ્રભુએ મોત આપ્યું હોત તો સારૂં દળતાં દળતાં તો અમારો ડુચો નીકળી જાય છે. અકસ્માત એક યોગીજી ત્યાં આવી પહોંચ્યા અને દુકાનદારના આ શબ્દો સાંભળી કરૂણા દર્શાવી કહ્યું ' શેઠજી, ચાલો તમને સ્વર્ગમાં મોકલી આપું ” શેઠે કહ્યું “ સ્વર્ગમાં જવાને મને કેટલાક દિવસથીતો ઘણીજ (ઉત્કણ્ઠા તો) છે પરંતુ મારી પાસે જેટલું ધન છે તેનો કોઇ ભોગવનાર મારી પાછળ નથી જો સંતાન થાય તો પછી હું અવશ્ય આવીશ કોઇ પાછો આંટો મારી જજો, અવસર મળ્યો તો તેજ વખતે તમારી સાથે ચાલતો થઇશ.” શેઠના વચન સાંભળી યોગીજી ત્યાંથી ચાલતા થયા. શેઠજીને ઘેર બે પુત્ર થયા અને શેઠે પણ આ અનિત્ય શરીર છોડયું. કેટલાએક દીવસ પછી યોગીજી પાછા તે દુકાનપર આવીને ( જાણવા માટેજ ) પુછવા લાગ્યા ' ભાઇ અહીં એક ભારે શરીર વાળા શેઠ

બેસી દાણા દળતા હતા તે કયાં છે ? છોકરાઓએ જવાબ વાળ્યો કે શેઠ તો ઘણા દીવસ થયાં સ્વર્ગવાસ થયા છે યોગીજીએ યોગબળથી જાણ્યું કે શેઠજી તો પોતાના ઘરમાં ગાયનો વાછરડો બનેલા છે, યોગીએ પાસે જઈને વાછરડાને પુછ્યું કે ' કેમ, હવે તો પશુ થઇ ગયા હજી પણ ઇચ્છા હોય તો ચાલો સ્વર્ગમાં. વાછરડો બોલ્યો ' મહારાજ ! શું કહું? મન તો ઘણુંએ કરે છે પણ એક વાત ઘણીજ અગત્ય ની આવી પડી છે મારા પુત્ર રોજ મોટા હાટમાં જાય છે અને મારા પર સઘળો સામાન લાધે છે હુંજ મરી ગયો તો હાય! ખરી લાગણીથી એમનો ભાર કોણ ઉપાડશે. સાધુ જી કંઈ પણ બોલ્યા વગર ત્યાંથી સિધાવી ગયા. કેટલાક દીવસ પછી યોગીજીને પાછા શેઠ સાંભરી આવ્યા અને પુનઃ તેજ સ્થાન ઉપર આવી જુએ છે તો બળદ ( વાછરડો ) મરી ગયો છે. અનુસંધાન કરતાં માલુમ પડયું કે શેઠનો આત્મા કુતરામાં હતો. નમ્રતા પૂર્વક યોગીજી બોલ્યા હવેતો ચાલો ! આનાથી પણ વધારે દુર્દશા ભોગવવાનો વિચાર છે કે શું ? શેઠજી બોલ્યા " શું કહું સાધુજી ! આપની મોટી મહેરબાની પણ ભલા તમેજ વિચારો કે ઘરની આવી દશા માં હું કયાં આવું જુઓ મારા ઘરમાં અત્યારે કોઈ નથી સર્વે બજાર ગયેલા છે હું એકલોજ અહીં દ્વારપર છું. ઘરની અંદર વહુઓએ અને દીકરીઓએ લાખો રૂપીઆના

ઘરેણાં પહેરેલાં છે. હું વળી સ્વર્ગ જાઉં તો એ બધાની રક્ષા કોણ કરે?' 'શાબાસ' કહિ સાધુજી ત્યાંથી ચાલ્યા ગયા અને એક વર્ષ પછી પાછા શેઠની ખબર લેવા પધાર્યા. હવે તો જાણ્યું કે કુતરો મરી ગયો છે. યોગબળથી યોગીજીને વિદિત થયું કે શેઠજી હવે તો તેજ ઘરની મોરીના કીડા થયા છે, સાધુજી બોલ્યા 'કહો! હવે શું વિચાર છે! આનાથી પણ અધિક અધોગતિને પ્રાપ્ત થવું છે કે શું! બસ, એટલુંજ સાંભળતાં શેઠ લાલ પિળા થઈ ગયા અને ગુસ્સે થઈ બોલ્યા 'શું મારા શિવાય બીજો કોઇ સ્વર્ગમાં લઇ જવાને તમને મળતો નથી? જાઓ, હું નથી આવતો. અહીં આનંદ પુર્વક પુત્ર પ્રપૌત્રોના મુખડાં જોઉં છું સ્વર્ગમાં આવી શું તમારૂં મોહું. જોઇશ? સાધુજી મનમાં કહેવા લાગ્યા ધન્ય! મોહઆસક્ત પુરૂષો એવાજ હોય છે.

આ લોક અને પરલોક બન્ને તરફ ધ્યાન રાખવું જોઈએ. સાંસારિક સુખ શુદ્ધ મન તથા કર્મથી ભોગવ્યા પછી તથા મનુષ્યનુ ઐહિક કર્તવ્ય પૂર્ણ થયા પછી પોતાના આત્માને કેવળ પરમાત્માની સાથેજ જોડવો જોઈએ.



# રત્ન ૪ થું.



## એક નિર્ધન બ્રાહ્મણનો શુદ્ધત્યાગ.




એક શાહુકારને ત્યાં એક સુર્યનામનો બ્રહ્મણ ૨૦) રૂપીયા માસિક પગારે નોકર હતો. શાહુકારની મા બહુ વૃદ્ધ હતી. એક રાત્રે ઠંડા પવનના જોરથી બે વાગ્યાના શુમારે ડોશી માની તબીયત ઘણીજ લથડી ગઇ. સર્વેએ જાણ્યું કે હવે મા બચવાની નથી એટલે પુત્રોએ આવી પુછ્યું માજી! હવે તમારી અન્તિમ ઇચ્છા શું છે? માએ ઉતર વાળ્યો કે બેટા! મેં કોઈ દીવસ સામટા લાખ રૂપિયાનો ઢગલો નથી જોયો, મને મરતી વખતે એ દેખાડો" શેઠે મુનીમને આજ્ઞા કરીને એટલામાં તો ખાટલાની પાસે હજાર હજારની સો થેલી આવી. માજીએ રૂપીઆને જોયા. દીકરાઓએ પુન: પ્રશ્ન કર્યો, કે હવે આનું શું કરવું છે પાછા મુકી દઇએ કે દાનમાં અર્પણ કરવા છે? માએ કહ્યું 'જેવી તમારી ઇચ્છા' એ ઉત્તર પરથી શેઠે જાણ્યું કે માજી દાન કરવા માંગે છે. પુરોહીતની શોધા શોધ થવા માંડી. પુરોહીતનું ગામ બે

કોરા હતું અને માજી એઘડીના પરોણાં હતાં અને દાન પણ બ્રાહ્મણનેજ આપવાનું હતું. સુર્ય બ્રાહ્મણ શિવાય અહીં કોઇ પણ બ્રાહ્મણ હાજર નહોતો. તેમને બોલાવ્યા અને કહ્યું કે આપને એક લાખ રૂપીયા ડોસીમા દાન કરે છે સુર્ય બ્રાહ્મણે કહ્યું 'જેવી ઇચ્છા.' એમ કહિ સ કલ્પ કરવાનુ કહેવાથી સુર્ય મહારાજ જેવા બોલવા માંડયા 'ઓરમ્ નમઃ પરબ્રહ્મણે ' કે શેઠ બોલી ઉઠયાઃ-

" મહારાજ ! તમે એવા દાની તો ઘણા જોયા હશે જેમણે કકડે કકડે કરોડો રૂપીઆ દાન કર્યા હશે પરંતું એક સામટું લાખ રૂપીયાનું દાન નહીં કર્યું હોય. સુર્ય બ્રાહ્મણે આ વચન સાભળતાંજ સંકલ્પ ઉચ્ચારવાનું બંધ કર્યું અને વિચાર કર્યો કે શેઠને અભિમાન ચઢયું છે. અભિમાનીનું ધન નિકૃષ્ટ છે અને ગ્રહણ કરવું નહીં. મહારાજે કહ્યું ' શેઠજી ? જેને ઘેર કરોડો રૂપીયા નગદ પડયા હોય અને તેમાંથી સામટા એક લાખનું દાન કરવું એ બહુજ સહેલું છે પરંતુ આપે એવા પુરૂષો નહિં જોયા હોય કે જેના ઘરમાં આજે ભોજન સામગ્રી છે અને કાલને વાસ્તે ફાંફાં છે અને જે એક લાખ રૂપિઆ નગદ મળે તો પણ નહીં લે! હું તમારૂં દાન સ્વીકાર નથી કરતો. શેઠ તો ચકિતજ થઇ ગયા ! શેઠે તથા તેની માએ બ્રાહ્મણને ઘણું કહ્યું પરન્તુ સૂર્ય મહારાજ પાછા ફર્યા નહીં. બન્ને તરફથી

દઢતા દેખી શેઠે કહ્યું "અમે આપી ચુકયા" બ્રાહ્મણે કહ્યું 'અમે ત્યાગી ચુકયા" અન્તે ત્યાગી સૂર્ય મહારાજ જીત્યા. ધનને ધર્માર્થે વ્યય કરવામાં આવ્યું.

આવા ત્યાગી બ્રાહ્મણોનો ભારતમાં અભાવ થવાથી ભારતની આધુનિક દુર્મતિ થઇ છે. બ્રાહ્મણ જ્યારે ત્યાગી તથા ધર્મપરાયણ થશે ત્યારેજ ભારતવર્ષનો અભ્યુદય થશે. કહ્યું છે કે 'त्यागे श्लाघाविपर्ययः' અર્થાત્ ત્યાગ કરી પ્રશંસાની ઇચ્છા રાખવીજ નહીં.



## રત્ન ૫ મું.



### સદાચાર કોને કહે છે?



ક પિતાના ત્રણ પુત્ર હતા. એક વખત તેણે પોતાના પુત્રોને બોલાવીને કહ્યું કે 'મારી પાસે એક સુંદર અને ઘણી કીંમતી વીંટી છે અને એ હું એ છોકરાને આપીશ કેજે એક અઠવાડીઆની અંદર કોઇ સારૂં કામ કરશે. એ સાંભળતાંજ ત્રણે જણા વીંટી મેળવવાની લાલસામાં ઘરની બહાર નિકળ્યા.

અઠવાડીઉં વીતી ગયું અને ત્રણે જણા આવીને પોતપોતાનુ કામ પિતાની સમક્ષ રજુ કરવા લાગ્યા. પ્રથમ પુત્ર બોલ્યો, પૂજનીય પિતાજી ! જ્યારે હું ઘરની બહાર નિકળ્યો ત્યારે મેં એક એવા માણુસને જોયો કે જે મારી પાસે સો રૂપિઆ માંગતો હતો. મેં તેના માંગ્યા વગરજ તેને તે આપી દીધા. પિતાએ કહ્યું કે ભાઇ એ તો તારૂં કર્તવ્યુ હતું, તેં કોઇ તેની સાથે ભલાઈ નથી કીધી. હવે બીજો છોકરો કહેવા લાગ્યો કે 'દયાળુ પિતાજી ! ઘરની બહાર નિકળી મેં જંગલમાં પ્રવેશ કર્યો, એટલીામાં મેં જોયું કે એક માણુસ પાસેના તળાવમાં ગોથાં ખાતો હતો. જરા પણ વિલંબ થયો હોત તો તે અવશ્ય મરી જતે કપડાંની સાથે હું પાણીમાં કૂદયો અને તેને બ્હાર કાઢયો. વૃદ્ધ પિતાએ કહ્યું કે 'એ પણ તારો ધર્મ હતો. અને એવું ન કર્યું હોત તો તું પાપી ઠરતે" હવે સૌથી નાનો ભાઇ કહેવા લાગ્યો, 'પિતાજી ! અહીંઆથી નીકળી હું એક નાના પહાડ ઉપર પહોંચ્યો અને જોયું કે મારો શત્રુ એક સાંકડી ભેખડ પર ગાઢ નિદ્રામાં સુઈ રહયો છે. હું ચાહતે તો તેને સહેજ અડકીને નીચે હડસેલી મુકતે અને નીચે એટલી ઉંડી ખીણુ હતી કે તેમાં પડયા પછી તેનાં હાડકાં પાંસળાં પણ જડતે નહીં. અને હું એને પાડતે નહીં તો પણ પાસું બદલતાંજ તે પેલી ઉંડી ખીણુમાં પડી જતે. મેં એને જગાડયો અને સાવધાન કર્યો." પિતાએ એ

વાત સાંભળતાંજ વીંટી ત્રીજાને આપી દીધી અને કહ્યું કે ખરેખર! સાચી ભલાઇ તો તેંજ કીધી છે કારણ કે શત્રુ ઉપર તેં દયા દર્શાવી છે. તું એને મારી નાંખતે કે મરવા દેતે તો પણ તું અપરાધી નહીં ગણાય કારણ કે તે તારો શત્રુ હતો. પરન્તું એમ કરતાં તું અચકાયો. તને ધન્યવાદ ઘટે છે. આવ, તને શાબાશી આપું.

શત્રુની સાથે પણ સદાચાર તથા પ્રેમથી વર્તવું જોઇએ એમાં ધૈર્ય તથા પૌરૂષ સમાયલું છે.



## રત્ન ૬ ઠું.



### 'કર્મ' પર વિશ્વાસ.



એક બ્રાહ્મણના એકના એક છોકરાને સાપ કરડવાથી તે મરી ગયો. ઘરમાં હાહાકાર અને રડારોળ થવા લાગી, પાડોશી પણ આંસુ રોકી શકયા નહી. એટલામાં એક સાપ પકડનારો ત્યાં આવ્યો અને એ લોકોનું રડવું સાંભળી પુછવા લાગ્યો કે શું થયું છે? કોઇએ ઉત્તર વાળ્યો કે 'બ્રાહ્મણના

છોકરાને સાપ કરડયો છે.' ફરીથી તેણે પૂછયું કે 'સાપ ક્યાં નીકળ્યો હતો?' કોઇએ જઈને જયાંથી સર્પ નીકળ્યો હતો તે જગા બતાવી. પકડનારે ત્યાંથી સાપ શોધી કાઢયો અને બ્રાહ્મણની પાસે લાવી કહ્યું 'બ્રાહ્મણ, આ સાપે તારા પુત્રને મારી નાખ્યો છે. લે તું આનું માથું છુંદી નાંખ' એ સાંભળી બ્રાહ્મણે કહ્યું 'શું એને મારી નાંખવાથી પુત્ર પાછો આવશે? તેણે કહ્યું કે પાછો તો નહીં આવે પણ એનો બદલો તો લેવાશે? બ્રાહ્મણે તે પણ સ્વીકાર્યું નહીં અને પકડનારને કહ્યું' સાપને છોડી દે, જે થવાનું હતું તે થઈ ગયું. સાપ પકડનારે વિચાર્યું કે બ્રાહ્મણતો મુર્ખ છે. આ સાપને જો નહીં મારીશ તો ઘણોજ અનર્થ થશે. એમ ધારી જંગલ તરફ જઈ સાપનું માથું પત્થર ઉપર મુકયું અને તેનું માથુ છુંદવા તૈયાર થયો. સાપ એકા એક બોલી ઉઠયો કે 'ભાઈ! મને શું કામ તું મારે છે?' પકડનાર બોલ્યો 'મૂર્ખ! તું બ્રાહ્મણના એકના એક છોકરાને ડસ્યો અને તેનો પ્રાણ લીધો અને વળી પુછે છે કે શું કામ મારે છે? સર્પે કહ્યું કે 'ભાઈ. તમે નથી જાણતા એમાં મારો કંઇજ વાંક નથી એનું તો મોતજ આવ્યું હતું. એતો 'મૃત્યુનો દોષ છે.' એટલું સાંભળી પકડનારાએ વિચાર્યું કે મોત મળે તો હમણાં તેનુંજ માથું કચડી નાંખું કે સંસાર સઘળો અમર થઇ જાય એર

લામાં પ્રસંગોપાત (આકસ્મિક) મૃત્યુ પણ ત્યાં આવી પહોચ્યું અને કહેવા લાગ્યું 'અરે દુષ્ટ સાપ! પોતામે નિર્દોષ કરી મારા ઉપર દોષ આરોપે છે કે? તને કદાચ ખબર નહીં હોય કે હું તો સમય પ્રમાણે મારી શક્તિ દેખાડું છું એનોતો 'રખતજ' આવી ગયો પછી મારો શું વાંક!" એ સાંભળી સાપ પકડનાર 'ચક્કર'માં પડી ગયો અને વિચારવા લાગ્યો કે વાહ! શું ખુબી! આ મોત પણ નિર્દોષ થવા માગે છે પકડનારના મનમાં એક પછી એક એવા વિચાર ઉઠતા હતા કે એટલામાં 'સમય' મહારાજ પણ આવી ભીરાજ્યા અને મોતને ફટકારી કહેવા લાગ્યા 'કેમ? શું વિચાર છે? બધા દોષ મારાપર નાંખવા છે કે? આગળની પણ ખબર છે કે નહીં? જો! હુંતો કર્માનુસાર ફળ આપું છું અને વાંક છે તો તે કર્મનો" સાપ પકડનારને ભાન આવ્યું અને બધાને પ્રણામ કરી સાપને ત્યાંજ છોડી દઈ ચાલતો થયો.

શાસ્ત્રોમાં કહ્યું છે કે 'द्वा सुपर्णा सयुजा सखायः समानं वृक्षं परिषस्वजाते। तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्ननन्योऽभिचाकशीति' સકળ વિશ્વ કર્મ ઉપર આધાર રાખે છે, પણ કર્મ નિષ્કામ હોવું જોઇએ. ગીતામાં શ્રી કૃષ્ણ ઉપદેશ આપે છે કે 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। मा कर्मफलहेतुर्भूः मा ते सङ्गोऽस्त्वकर्मणि' આલ-

બંધ અથવા જેને આપણે નસીબ યા કીસમત કહીએ છીએ તે પણ पूर्वजन्म कृतं कर्मतद्दैवमिति कथ्यते પૂર્વજન્મના કર્મોનો સંચય છે.

કર્મ પ્રધાન વિશ્વકર રાખા
જો જસ કીન તાસુ ફલ ચાખા.



# રત્ન ૭ મું.



## ‘પરમાત્મા પર સાચો વિશ્વાસ અને પુરૂષાર્થ મનુષ્યની સમ્પૂર્ણ અભિલાષાઓને પૂર્ણ કરે છે.’




ક અનાથ અને ગરીબ વિધવાના બે પુત્ર હતા. વિધવા ઘણીજ ધર્મજ્ઞ હતી. એક પુત્ર છ વર્ષનો હતો અને બીજો આઠનો હતો. અત્યન્ત નિર્ધનતાને લીધે દળણું દળી તથા લોકોનાં કામો કરી પોતાના છોકરાંઓનું તથા પોતાનું પાલણપોષણ કરતી હતી. પરન્તુ પોતાના પુત્રોને તે હંમેશાં દૂધ તથા ચતાઆં ઇત્યાદિનું પુષ્ટિકારક ભોજન આપતી અને તેમના અભ્યાસનો પણ સારો પ્રબન્ધ કરી રાખ્યો હતો. પોતે

પોતાનું ગુજરાન ગમે તેવી રીતે કરતી પણ પુત્રોને જરા પણ દુઃખ થવા દેતી નહીં. આવી સુશીલ માતાઓના પુત્ર હંમેશ સારાજ નીવડે છે. એવાં આ બન્ને છોકરાઓ પણ ધર્માત્મા તથા સુશીલ હતા. રોજ પાઠશાળામાં જતા અને આવીને તરત માની પાસે દૂધ તથા પતાસાં માંગતા હતા. એક દિવસ એવું બન્યું કે માની તબીઅત જરા નરમ હોવાથી તે કામ પર જઇ શકી નહીં એટલે છોકરાઓને માટે દૂધ તથા પતાસા મેળવી શકી નહીં. છોકરાઓએ તો પોતાના નિયમ પ્રમાણે નિશાળેથી આવી દૂધ પતાસાં માંગ્યાં પરન્તુ માતાએ કહ્યું 'બેટાઓ' આજ તો મારી પાસે કંઇ નથી. આજ તો તમને પરમેશ્વર દૂધ આપશે તો મળશે નહીં તો મારો કોઇ ઈલાજ નથી. છોકરાઓ પુછવા લાગ્યા 'માતાજી! પરમેશ્વર કોણ છે?' માતાએ કહ્યું કે તે તો સમસ્ત સૃષ્ટિનો પાલન કર્તા પિતા છે.' છોકરાઓએ એ સાંભળી કહ્યું કે 'માતાજી! ત્યારે તો તેજ અમને દૂધ પતાસાં આપશે' માએ કહ્યું હા જરૂર બધાને તેજ આપે છે.' હવે તો છોકરાઓના હૃદયમાં પૂર્ણ વિશ્વાસ બેસી ગયો (થઇ ગયો) કે માતાજ દૂધ પતાસાં આપનારી નથી, માતા શિવાય પરમેશ્વર પણ આપનારો છે. છોકરાઓએ પાછું ઉત્સુકતાથી પુછયું 'માતાજી' પરમેશ્વર ક્યાં રહે છે? માતાએ સાધારણ રીતે ઉપર આંગળી કરી. છોક-

રાઓ પોથી હાથમાં લઈ નિશાળે ચાલવા માંડયા અને રસ્તામાં પરસ્પર વિચાર કરતા જતા હતા કે પરમેશ્વર સુધી ઉપર કેવી રીતે પહોંચવું કે અમે તેની પાસે જઈ દૂધ અને પતાસાં માંગીએ. બીજાએ કહ્યું કે ભાઇ ઉપર પહોંચવું તો કઠણુ છે પણુ મેં એક ઉપાય શોધી કાઢયો છે. પરમાત્માને આપણે બન્ને એક કાગળ લખએ અને મહેતાજીની પાસે રજા લઇ ટપાલની પેટીમાં નાંખી આવીશું. પહેલાએ કહ્યું હા હા એ ઠીક. બન્ને જણુ એવો મનસુબો કરી નિશાળે પહોંચ્યા અને કાગળ લખવાનું આરંભ કર્યું.

પત્ર.

હે પિતા પરમાત્મા! આપ સમસ્ત જીવોના પાલન પોષણુ કરનારા પિતા છો. અમે બન્ને ભાઇ આપને સાદર નમસ્કાર કરીએ છીએ. વિનંતી એ છે કે અડધો શેર દૂધ અને પતાસાં કૃપા કરી અમે બન્ને ભાઇઓને રોજ મોકલી આપશો. અમે આપના રંક બચ્ચાં છઇએ આપે અમને બનાવ્યા છે. એટલા માટે અમને પણુ પાળો.

લી૦ આપના તાબેદાર સેવક,

આપનાં બાળક.

કાગળનું સરનામું—

પરમાત્મા સૃષ્ટિના માલિકને પહોંચે.

બાળક મહેતાજીની રજા લઇ પોસ્ટ આફિસમાં કાગળ નાંખવા ગયા અને પોસ્ટ માસ્ટરને પુછયું કે સાહેબ,

કાગળ કયાં નાંખીએ ? પોસ્ટ માસ્ટરે કહ્યું કે પેલા લેટર બૉાકસમાં નાંખો. બાળકોનું કદ ન્હાનું હતું અને લેટર બૉાકસ ઉંચું હતું. છોકરાઓ કૂદી કૂદીને કાગળ નાંખવા જતા હતા પરન્તુ લેટર બૉાકસમાં કાગળ નાંખી શકયા નહીં. પોસ્ટ માસ્ટરે કહ્યું લાવો, હું તમારો કાગળ નાંખી દઇશ બાળકોએ કાગળ પોસ્ટ માસ્તરના હાથમાં મુકયો. પોસ્ટ માસ્તર કાગળનું સરનામું વાંચી ચકિત થયા અને બાળકોની તરફ જોવા લાગ્યા. બાળક આખા દિવસના ભૂખ્યા, મુખ મલીન અને ઘણુજ દુઃખી હતાં. માસ્તરે પૂછયું 'તમે કોના છોકરા છો, આ કાગળ કોણે લખ્યો ? બાળકોએ કહ્યું અમે સુશીલા દેવી વિધવાના છોકરા છઇએ. અમને ઘેર રોજ દૂધ અને પતાસાં મળતાં હતાં, આજે અમે ઘેર જઇને માની પાસે પતાસાં તથા દૂધ માગ્યાં ત્યારે માતાએ કહ્યું કે આજ તો તમને પરમેશ્વરજ દૂધ પતાંસાં આપશે તો મળશે; મારી પાસે તો કંઈ નથી. આજે અમે કંઇ પણ ખાધું નથી અને ભૂખ્યાજ નિશાળે ગયા અને નિશાળમાં અમે બન્નેએ આ કાગળ લખ્યો છે. એજ કાગળને નાંખવા આવ્યા છઇએ.

માસ્તર—તમે જાણો છો કે પરમેશ્વર કયાં છે ?

બાળક—માએ કહ્યું છે કે ઉપર છે.

માસ્તર—હું આ કાગળ ઉઘાડી વાંચું ?

બાળક--હા ! એમાં શું ?

પોસ્ટ માસ્તરે કાગળ ફોડીને વાંચ્યો. બાળકોને દુઃખી જોઇ કહ્યું કે આજથી રોજ અડધો શેર દુધ અને પતાસાં મારી પાસેથી લઇ જજો.

ઈશ્વર જાતે આવી કોઇના મુખમાં તથા હાથમાં આપી જતો નથી પરન્તુ મહાનુભાવ જનોને પોતાનાં સાધનરૂપ બનાવી તેના ઉપર શુદ્ધ વિશ્વાસ તથા પ્રિતિ દર્શાવનારાઓની અભિલાષાઓ પુરી પાડે છે. પરન્તુ આપણી અભિલાષાઓ પૂર્ણ કરવામાં નીચેનું ઉપનિષદ વાક્ય હંમેશાં યાદ રાખવાનું છે.

ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।

तेन त्यक्तेन भुञ्जीथाः मा गृधः कस्य स्विद्धनम् ॥

પરમાત્મા પર પૂર્ણ વિશ્વાસ રાખી સંસારના સુખોને ત્યક્ત ભાવથી ભોગવવામાંજ જીવનનું રહસ્ય સમાયલું છે.

---

## રત્ન ૮ મું.





ખોટા ઢેગ કરી અમે જ્યારે એટલા પુજાઇએ છીએ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરીએ છીએ ત્યારે સાચા વેષ ધરીએ તો પછી પુછવુંજ શું ?

એક કુંભારનો જુવાન છોકરો રાજાને ત્યાં વાસણ આપવા ગયો. અચાનક તેની દ્રષ્ટિ બારીમાં ઉભેલી મનમોહિની રાજપુત્રીની તરફ પડી. એકદમ તેના હૃદયમાં કામબાણ વાગ્યાં અને ઘેર આવી મોહિનીમાં મુગ્ધ થઈ સુઇ રહ્યો. ખાવાનું પીવાનું સઘળું ભુલી જઇ તે કુંભારનો છોકરો મોહિનીના ધ્યાનમાંજ 'હાય હાય' કરી હાથ પછાડતો હતો. ઘરના બધા કુટુમ્બીઓએ એને પુછ્યું 'આ શું છે? તમે આમ કેમ કરો છો? તમારે કાંઇ જોઈએ છે? તમને કંઈ રોગ ભોગ થયો છે કે શું? પણ કામગ્રસ્ત કુંભારે કોઇને પણ કોઇ પ્રકારનો ઉત્તર વાળ્યો નહીં. થોડો વખત વીત્યા પછી એની માએ જઇ એને પુછ્યું ત્યારે એણે સાચે સાચી હકીકત કહી સંભળાવી કે હું આજે રાજાને ત્યાં વાસણ આપવા ગયો હતો અને ત્યાં અચાનક રાજપુત્રીને જોવાથી મારી આ અવસ્થા થઈ છે. પ્રાણ પણ નીકળી જાય તો ફીકર નહીં પરંતુ જ્યાં સુધી તે રાજપુત્રીના ફરીથી દર્શન ન થાય ત્યાં સુધી હું ભોજન કરવાનો નથી માતાએ કહ્યું આજ તો ઉઠ જમી લે. આજથી છ મહીના પછી હું તને રાજપુત્રીનાં દર્શન કરાવીશ. ભોજન કર્યા બાદ તેની માએ કહ્યું કે તું અહીંથી છ મહીના સુધી કોઇ બીજે ઠેકાણે ચાલ્યો જા અને એટલો સમય વીત્યા પછી તું આવે ત્યારે સાધુનો વેષ લઇને આવજે અને રાજાની

ફુલવાડીમાં ઉતરજે. ત્યાં તને રાજપુત્રીનાં દર્શન થશે. યુવક કુંભારે એમજ કર્યું. છ મહીના વ્યતીત થઇ ગયા. રાજાની વૃક્ષવાટિકામાં પેલો સાધુ આવ્યો અને કોઈ માણસ પાસે પોતાની માતાને બોલાવી કહ્યું. માતા, હવે તો મને રાજપુત્રીનાં દર્શન કરાવ. માએ કહ્યું 'તું આંખ બંધ કરી ધ્યાન ગ્રસ્ત થઇ સમાધીમાં બેસી જા, હમણાં હું તને તેનાં દર્શન કરાવું છું.' આ કુંભારની માએ તો આખા શહેરમાં 'હો હા' કરી મુકી કે એક મોટા વિદ્વાન મહાત્મા યોગીજી પધારેલા છે અને જે માગીએ તે આપે છે. એ સાંભળી ગામના સઘળાં નરનારી ત્યાં જવા લાગ્યા.* રાજા રાણી તથા રાજમહેલમાં પણ આ વાત પહોંચી કે એક મહાત્મા યોગીજી ફુલવાટિકામાં પધારેલા છે. રાજા એ વાત સાંભળી પોતાની રાણી તથા પુત્રીને સાથે લઇ મહાત્માના દર્શન કરવા ગયા. રાજા રાણી તથા રાજપુત્રી ત્યાં પહોંચ્યા કે તેની પાછળ બેઠેલી તેની માએ તેને ઇશારો કર્યો કે જો રાજા રાણી તથા રાજપુત્રી અહીં તારી સામે ઉભેલા છે. હવે દર્શન કરવા હોય તો કરી લે. કુંભારના છોકરાને હવે જ્ઞાનગોળીની ચોટ થઈ. તેણે વીચાર્યું કે આજ હું એક જુઠો સાધુ મહાત્મા બન્યો છું તો મારી સામે ગામના સઘળા પુરૂષ સ્ત્રી તથા રાજા અને રાણી તથા રાજપુત્રી ઉભેલાં છે. જો હું સાચો સાધુ મહાત્મા બનું તો

નહીં ખબર અને શું શું મોટાં ફળ મળે. એમ વિચારી કુંભારના છોકરાએ સાચું ધ્યાન ધરવા માંડયું અને સંપુર્ણ જીવન પરમાત્માના ધ્યાનમાં ગાળ્યું.

* વિશેષ કરી હીંદુ નરનારીઓની સંત મહાત્માઓ પર અત્યંત શ્રદ્ધા હોય છે અને એજ શ્રદ્ધાનો લાભ લઈ આજે ૫૦ લાખથી ઉપર નગ્ન અને ઢાકેલા નિરાક્ષર ભ-ટ્ટાચાર્ય ભારત વર્ષમાં કોઈ પણ જાતનો ઉપકાર કર્યા વિના મસ્તખની ફરે છે. કુંભારની માફક નામના સાધુઓની ખોટ નથી. પણ ભારતને આ સમયમાં સાચા ત્યાગી શંકરાચાર્ય બુદ્ધ અને ૧૯ માં સૈકામાં સૌરાષ્ટ્રમાં ઉત્પન્ન થયલા સ્વામી દયાનન્દ સરસ્વતી જેવાની ખાસ જરૂર છે.

વેદમાં પ્રાર્થના છે કેઃ—

असतो मा सद्गमय, तमसोमा ज्योतिर्गमय,
मृत्योर्मा अमृतं गमयेति ॥

બાહ્ય અને આંતરિક વ્યવહાર એકરૂપ રાખો એમાંજ કલ્યાણ છે.



# રત્ન ૯ મું.



यो यमर्थं प्रार्थयते यमर्थं घटते चयः।
सोऽवश्यं तमाप्नोति न चेत् श्रान्तो निवर्तते ॥





ક રાજાની કેટલીએક રાણી હતી. રાજા કાર્યવશ પરદેશ ગયા અને ત્યાં બહુ વખત સુધી રાજાને રહેવું પડ્યું. રાણીઓએ સાંભળ્યું કે રાજા જ્યાં ગયા છે ત્યાંની અમુક વસ્તુઓ બહુજ વખણાય છે એ સાંભળીને એક રાણીએ મહારાજાને લખ્યું કે ત્યાં કણ્ઠશ્રી બહુ સારી થાય છે. આપ આવો ત્યારે જરૂર લેતા આવજો, બીજીએ લખ્યું કે ત્યાં સાડીઓ બહુજ ઉત્તમ બને છે. આપ જરૂર મારે માટે લેતા આવજો. ત્રીજીએ લખ્યું કે ત્યાં મલમલ બહુજ સરસ બને છે, આપ આવો ત્યારે ચાર તાકા લેતા આવજો. એવી રીતે પ્રાયઃ બધીજ રાણીઓએ પોત પોતાની મન ગમતી ચીજ લેતા આવવાનું લખ્યું. પરન્તુ એક રાણીએ એવું લખ્યું કે મને કોઇ ચીજની જરૂર નથી, મને તો ઘણા વખતથી આપ શ્રીનાં

દર્શન થયાં નથી માટે આપના દર્શનની જરૂર આવશ્યકતા છે. કૃપા કરીને પધારી દાસીને કૃતાર્થ કરશો. રાજા બધી રાણીઓના કાગળ વાંચી અંદર લખેલી ચીજો મંગાવી ઘર તરફ પાછા ફર્યા મંગાવેલી ચીજો સિવાય રાજાએ ઘણી ચીજો ખરીદી હતી. ઘેર આવી રાણીઓના કાગળ ખોલી જેણે જેણે જે જે વસ્તુ મંગાવી હતી તેને તે મોકલાવી દીધી. બીજી બધી ચીજો લઇ રાજા પેલી રાણી કે જેણે લખ્યું હતું કે હું તો કેવળ આપના દર્શનની અભીલાષિણી છું તેના મંદિરમાં ગયા. બીજી રાણીઓએ ઇર્ષાના આવેશમાં આવી મહારાજાને કહ્યું કે મહારાજ અમે શું ગુન્હો કીધો છે કે આપ અમારે ત્યાં ન પધાર્યા અને અમને એક એક ચીજ આપીનેજ શાંત કર્યા અને આને કેમ આટલી બધી ચીજો આપી.? મહારાજાએ ઉત્તર વાળ્યો કે તમારા બધાના લખેલા કાગળો ઉઘાડીને જુઓ. જેની જે ઇચ્છા હતી તે વસ્તુ તેમને મળી છે. આ રાણીને પણ એની ઇચ્છિત વસ્તુ મળી છે. એવી રીતે જે જે મનુષ્ય સંસારમાં જેની જેની ઉપાસના કરે છે તેને પરમેશ્વર તેજ વસ્તુ આપે છે. અર્થાત્ રૂપીઆની ઉપાસના કરનારાને રૂપીઆ, સ્ત્રીની ઉપાસના કરનારાને સ્ત્રી, માટીની ઉપાસના કરનારાને માટી તથા જળની ઉપાસના કરનારાને જળ

પ્રાપ્ત થાય છે. એટલે નિઃસંદેહ પરમાત્માની ઉપાસના કરનારાને પરમાત્માજ મળે છે.

એટલા માટે કહ્યું છે કેઃ—

જાપર જેહી કર સત્ય સનેહૂ
સો તેહી મીલે ન કછુ સંદેહૂ.

## રત્ન ૧૦ મું.



### ઇશ્વર જે કંઇ કરે છે તે સારૂંજ કરે છે.



એક રાજાના મંત્રીનો એ દૃઢ વિશ્વાસ હતો કે 'ઇશ્વર જે કંઇ કરે છે તે સારૂંજ કરે છે.' એક વખત રાજા અને મંત્રી શિકાર રમવા એક ભયાનક વનમાં જઇ પહોંચ્યા ત્યાં સિંહ ઉપર શસ્ત્ર પ્રહાર કરતાં રાજાની એક આંગળી કપાઇ ગઇ. રાજાએ મંત્રીને કહ્યુ 'મંત્રીજી ! મારી આંગળી શસ્ત્રથી કપાઇ ગઇ છે. મંત્રીએ કહ્યું 'પરમાત્મા જે કંઇ કરે છે તે સારૂંજ કરે છે.' રાજા એ વાકય સાંભળી ઘણો નાખુશ થયો અન કહેવા લાગ્યો કે મારી તો આંગળી કપાઈ ગઇ અને

અને આ કહે છે કે પરમાત્મા જે કંઇ કરે છે તે સારૂંજ કરે છે!' અપ્રસન્ન થઇ રાજાએ મંત્રીને તરતજ કાઢી મુકયો. મંત્રી તો ત્યાંથી પાછો ફર્યો અને ઘેર આવ્યો અને રાજા શિકારની ધુનમાં બીજા કોઇના રાજ્યમાં પહોંચી ગયો ત્યાંના રાજાને બલિદાન (અગ્નિ હોત્રમાં નાંખવું) ને માટે એક માણસની જરૂર હતી (મૂર્ખ તથા નીચ લોકોમાં એ એક પરિપાટી પદ્ધતિ હતી.) રાજાના દૂતો આ ભટકતા રાજાને પકડી લેઇ ગયા. ત્યાંના યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોએ *રાજાના પ્રાણુ શરીરની પરીક્ષા કરતાં જાણ્યું કે એનીતો એક આંગળી કપાયલી છે ત્યારે તો બ્રાહ્મણોએ *કહ્યું કે આ માણસતો ‡અઙ્ગભઙ્ગ છે. અઙ્ગભઙ્ગની બલિનો શાસ્ત્રમાં નિષેધ છે. એમ કહેવાથી રાજાને છોડીદેવામાં આવ્યો અને બિચારો રાજા ત્યાંથી પ્રાણ બચાવી ઘેર ચાલ્યો આવ્યો. માર્ગમાં વિચાર્યું કે મંત્રી ખરેખર સાચુંજ કહેતો હતો કે પરમાત્મા જે કંઇ કરે છે તે સારાને માટેજ કરે છે જો આજ મારી આંગળી કપાયલી ન હોતતો મારૂંજ બલિદાન થઇ જતે એમ કહી ઘેર આવતાંજ મંત્રીને બોલાવ્યો. મંત્રીજી બ્હીતા બ્હીતા આવ્યા કે રખેને રાજા શું કરશે. મંત્રી આવ્યા અને મુજરો કરી ત્યાં બેઠા, ત્યારે રાજાએ કહ્યું 'મંત્રીજી! તમારૂં કહેવું બિલકુલ સાચું છે કે ઇશ્વર જે કંઇ કરે છે તે સારાને માટેજ છે. કારણકે

જ્યારે મેં તમને શિકાર રમતાં રમતાં કાઢી મુકયા હતા. ત્યાર પછી શીકારની ગમ્મતમાં હું એક બીજાજ રાજ્યમાં પહોંચ્યો. ત્યાંના રાજાને બલિદાનને માટે એક માણસની જરૂર હતી એટલે એ રાજાના દૂતો મનેજ પકડીને લઇ ગયા. પરન્તુ મારી આંગળી કપાયલી જોઇ મને અંગભંગ ગણી ત્યાંના બ્રાહ્મણો એ મને છોડી દીધો. મારી આંગળી કપાઇ તેમાંતો પરમાત્માએ સારૂંજ કર્યું કારણકે મારા પ્રાણ બચ્યા પરન્તુ તમને મેં કાઢી મુકયા અને આટલા દીવસ નોકરીથી દૂર કીધા તો તમારે માટે પરમાત્મા એ શું સારૂં કર્યું ? મંત્રીએ કહ્યું 'મહારાજ ! આપ મને કાઢી નહીં મુકતે અને હું આપની સાથેજ રહેતે તો આપતો 'અંગભંગ' ગણાઇને બચી જતે પરંન્તુ હું બધા અંગોમાં સાજો હોવાથી મારૂંજ બલીદાન અપાતે.

* જયારથી વેદના અર્થોના અનર્થ થવા લાગ્યા ત્યારથી મનુષ્ય તથા પશુઓનાં બલિદાન આપવા લાગ્યાં. નામના બ્રાહ્મણકે જેને આપણે બામણના નામથી ઓળખીએ છીએ તે હાલ વધારે જોવામાં આવે છે. વેદમાં અહીંસાનો ઉપદેશ આપ્યો છે.



# રત્ન ૧૧ મું.



## ઇશ્વર મારૂં સુખ જોઇ શકયો નહી.



એક સીપાહીરામ નામનો માણસ ૨૦ વર્ષ નોકરી કરી ઘેર આવતો હતો. ઘરને માટે એક કાચા રંગની ચુંદડી પોતાની સ્રીને માટે અને કાચા રંગના રમકડાં પોતાના બાળ બચ્ચાંને વાસ્તે તથા થોડાંક પતાસાં લઈ ગયો, પણુ ભોગજોગે રસ્તામાં વરસાદ પડવાથી સીપાહીરામની ચુંદડી, અને રમકડાંનો રંગ ઉતરી ગયો અને પાણીમાં પળલી ગયાં, એ જોઈ સીપાહીરામ બબડવા લાગ્યો. કે અરે રામ! ૨૦ વરસ પછી એક કાચી ચુંદડી બે રમકડાં અને થોડાં પતાસાં બાળક તથા સ્રીને માટે લઇ આવ્યો તે પણુ પરમાત્મા જોઈ ખમી શકયો નહીં. આગળ ચાલતાં શું જુએ છે કે એક ઘરનાળામાં બે લુટારા બેઠા છે અને તે આના ઉપર બંદૂકની ગોળી છોડવાને તૈયારી કરી રહ્યા છે પરન્તુ વરસાદને લીધે બંદૂકની ગોળી હવાઇ ગઈ અને ઘોડો ઢીલો થઈ ગયો. સીપાહીરામ મનમાં વિચાર કરવા લાગ્યો કે ધન્ય છે પ્રભો! આ વખતે જો વરસાદ

ન પડયો હોત તો મારૂં તો આવીજ બન્યું હતું અને હું બાળ બચ્ચાંઓના મુખડાં પણ જોવા પામત નહીં આ ચુંદડી તથા રમકડાં અહીંજ પડયાં રહેતે જેવાં છે તેવાં હમણાં આ રમકડાં પહોંચી જશે અને હું પણ સહી સલામત ઘેર જઇશ અને સર્વેને મળીશ. એટલા માટે હે પ્રભો ! અજ્ઞાનતાથી જે કંઇ મેં કહ્યું છે તે ક્ષમા કરશો.

વીચીત્ર પુરવની કાર્યસીદ્ધી નહીં થવાથી ઘણીખરીવાર પરમાત્માને ગાળો દેવામાં આવે છે એ ઘણુ જ ભૂલ ભરેલું છે. પ્રભુ જે કરે છે તે સારાને માટેજ કરે છે દુઃખ આપશે તો તેમાં પણ તેનો ઉચ્ચ હેતુ હશેજ પરન્તુ માણસે કોઈ વીપત્તિમાં પડી પોતાનું ધૈર્ય છોડવું નહીં, કારણકે

'स एव धन्यो विपदि स्वरूपं यो न मुञ्चति'



## રત્ન ૧૨ મું.



### મુખ્ય કોષ (ખજાના)ની પ્રાપ્તિ.



ક પુરૂષ ઘણોજ ગરીબ હતો. ધનની શોધ સઘળે ઠેકાણે કરી પરન્તુ એક પઇ પણ કોઇ જગાએ ન મળી જેથી આત દુઃખી તથા નીરાશ થઈ ઘેર પાછો ફર્યો. એટલામાં એક

મહાત્માની સાથે એનો મેળાપ થયો. મહાત્માજીને પ્રણામ કર્યા અને મહાત્માજીના પૂછવાથી પોતાની સઘળી હકીકત નીવેદન કરી. મહાત્માજીએ એની દીન દશા જોઈ કહ્યું કે 'આ સામે મંદીર પડી ગયલું જણાય છે ત્યાં જઇ એક કોદાળીથી ખોદ અને એક તરવાર રાખ જેથી જે માણસ તારા આ કામમાં વીઘ્ન નાંખે તેને ઠાર કરતો જા. છેવટે તને એક મોટો ખજાનો મળશે. પેલા ગરીબે કોદાળી અને તરવાર લઇ ખોદવું શરૂ કર્યું. થોડું ખોદ્યું કે અંદરથી એક સ્ત્રી નીકળી. દીને પુછયું કે તું કોણ છે? કયાં રહે છે? સ્ત્રીએ જવાબ આપ્યો કે 'હું એક બ્રાહ્મણી છું મારૂં નામ લજ્જા દેવી છે અને નેત્રશાળામાં રહુ છું' એ સાંભળી પેલાએ કહ્યું કે 'તું અહીંથી આઘી બેસ' અને પુનઃ ખોદવા લાગ્યો. થોડી વાર પછી એક બીજી સ્ત્રી નીકળી જેને પુછતાં તેણે ઉત્તર વાળ્યો કે 'હું એક બ્રાહ્મણી છું, મારૂં નામ દયાગૌરી છે અને હું દ્વારપુરમાં રહું છું.' તેને પણ કહ્યું કે 'આઘી બેસ' એમ કહી તે ફરીથી ખોદવા લાગ્યો. એટલામાં એક ત્રીજી સ્ત્રી નીકળી એને પણ એવી રીતે પ્રશ્ન કરતાં તેણે જણાવ્યું કે હું એક બ્રાહ્મણી છું, મારૂં નામ કાર્તી છે અને હું અન્તઃપુરની રહેવાસી છુ ! એને પણ જુદી બેસાડી પેલો ગરીબ માણસ પોતાનું કામ કરવા લાગ્યો. આશ્ચર્યથી જોયું કે એક ચોથી

આં નીકળી જેને પુછતાં જણાયું કે બ્રાહ્મણી છે. એનું નામ ધૃતિ છે અને મનુઆપુરમાં રહે છે. એને પણ પેલાએ જુદી બેસારી અને પાછું ખોદવાનું કામ આરમ્ભ્યું. હવે તો આંની જગા એક મોટા ખિલ્લડદાસ હાથ પગ પછાડતા નીકળ્યા, એને પુછવાથી એણે ઉત્તર આપ્યો કે 'નાત જાતનું તો મારૂં કંઇ ઠેકાણું નથી. પરન્તુ મારૂં નામ કામજી છે અને હું નેત્રપુરમાં રહું છું.' પેલા ગરીબ માણસે પ્રશ્ન કર્યો કે નેત્રપુરમાં તો લજ્જા દેવી નામની સ્ત્રી રહે છે? એ સાંભળી કામજીએ ઉત્તર કર્યો કે 'તે તો મારી સ્ત્રી થાય' પેલાએ જરા જુસ્સાથી કહ્યું કે 'દુષ્ટ! જ્યાં લજ્જા ત્યાં તારૂં શું કામ?' એમ કહી તરવાર લઇ એનું ગળું કાપી નાંખ્યું અને કોદાળી લઈ પાછો ખોદવા મંડી ગયો. થોડા વખતમાં એક મુસ્ટણ્ડરામ લાલ લાલ આંખોવાળા અને હોઠ ફફડાવતા નીકળ્યા. એની ભયંકર મૂર્તિને જોઇ એને પણ એજ સવાલ પુછયો. મુસ્ટણ્ડ રામે જવાબ આપ્યો કે 'હું ચણ્ડાલ જાતિનો છું; મારૂં નામ ક્રોધ છે' 'અરે દુષ્ટ! ત્યાં દયા વસે છે; ત્યાં તારૂં શું કામ? એમ કહી એને પણ ઠાર કરી પેલો પાછો ખોદવા લાગ્યો. ખોદતાં ખોદતાં પાછું કાંઇ વિચિત્ર પુતળું નીકળી આવ્યું. એક ધિંગડનાથ ચકમક ચકમક કરતા નીકળી આવ્યા. એને પણ ઉપર પ્રમાણેજ પુછવામાં

આવ્યું ત્યારે તણે જવાબ આપ્યો કે હું આજકાલની વૈશ્ય જાતિનો છું, મારૂં નામ લોભ છે અને અન્તઃપુરનો વાસી છુ" 'અરે! ત્યાં તો કીર્તિ વસે છે! જયાં કીર્તિ ત્યાં તારૂં શું કામ? એને પણ પેલાએ દેવશરણ કીધો અને ફરીથી પોતાનું કામ કરવા માંડ્યું એટલામાં તો એક બુધ્ધુજી નીકળી આવ્યા અને પુછતાં કહેવા લાગ્યા કે મારૂં નામ મોહદાસ છે; હું ભીલ જાતિનો છું અને મનુઆંપુરનો વાસી છું. 'અરે! ત્યાં તો 'ધૃતિ' નામની સ્ત્રી રહે છે!' એમ કહેવાથી એણે કહ્યું કે 'એ તો મારીજ સ્ત્રી થાય' 'પણ જયાં ધૃતિ રહે છે ત્યાં તારી શી જરૂર? એટલું કહી એને પણ મૃત્યુને સોંપી વીચારવા લાગ્યો કે આ સ્ત્રીઓ મને મદદ તો કયાંથીજ આપવાની પરન્તુ મારા કામમાં પણ ઘણી વખતે વીઘ્ન દેખાય છે, હું કોઈ કોઇ વખત એમની સામે જોઉં છું. વળી એક સ્ત્રીએ કહીને તો કેટલીક વખત આપત્તી આવે છે તો પછી ચાર ચાર સ્ત્રી કોણ રાખે! વીચાર્યું કે લજજા પણ કોઇ કોઈ વખત પાપ કરાવે છે જેમકે નાતના ભયથી તેરમાની નાત વગેરે વગેરે; કીર્તિ પણ કોઈ વખત દોષ ઉત્પન્ન કરે છે અને દયા પણ કોઇ કોઇ વખત અધર્મ તથા બંધનું કારણ થઇ પડે છે. એટલા માટે ત્રણેને ખડગથી મારી વૃતીને સાથે લઇ પાછો નીચે એક મોટી શીલા પડી હતી ત્યાં

ખોદવા લાગ્યો શીલા ફરી ગઈ અને એક મહાન કોષ જડયો. તે લઇને આનંદ પૂર્વક ઘેર આવી પોતાનું જીવન ગાળવા લાગ્યો.

આ અલંકાર રૂપી કથા પરથી એક અત્યુત્તમ બોધ મળે છે કે આ હીનરૂપ (વિવેકાશ્રમજી (માણસ) મોક્ષરૂપી મુખ્ય કોષની પ્રાપ્તીને માટે યત્ર તત્ર ભટકતાં વ્યાકુળ થઇ જાય છે એટલામાં એને વૈદીક જ્ઞાન અથવા મહાત્મા મળે છે જે તેને ઉપદેશ કરે છે કે 'ભાઇ! વ્યર્થ કેમ પરીશ્રમ કરો છો! તમે આ શરીરરૂપી મંદીરમાંજ જ્ઞાન રૂપી કોદાળી અને વૈરાગ્ય રૂપી તરવાર લઇ ખોદો અને તમારા દુશ્મન જે આ કાર્યમાં બાધા નાંખે તેને વૈરાગ્ય રૂપી તરવારથી ઠાર કરી પોતાના કામનેજ વળગી રહો.' એ સાંભળી વીવેકાશ્રમ અહીં તહીં ભટકવું છોડી (વેદરૂપી) જ્ઞાનમયી કોદાળી લઇ આત્મામાંજ પરમાત્માની શોધ કરવા લાગ્યો. જ્યારે એના આ પરિશ્રમમાં એના (સર્વેના) શત્રુ, કામ, ક્રોધ, લોભ અને મોહ આદીએ સતાવા માંડયો ત્યારે ચારેને વૈરાગ્ય રૂપી તરવારથી કાપી રહ્યો એટલામાં લજ્જા, કીર્તી તથા ધૃતી વીગેરેએ વીવેકાશ્રમને ઘેરી લીધો. ત્યારે લજ્જા, દયા, તથા કીર્તી એ ત્રણેને કણ્ટક રૂપી સમજી તેમને પણ તરવારથી ઠાર કરી કેવળ ધૃતીનેજ સાથે લઇ અહંકારરૂપી મોટી શીલાને (પથ્થરની મોટી ચટાન)

જ્ઞાનરૂપી કોદાળીથી તોડવા માંડી, અને તરતજ એની પછી બ્રહ્મરૂપ કોષની પ્રાપ્તી થઈ. મુણ્ડક ઉપનીષદમાં કહ્યું છે કેઃ

हिरणमये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।

तच्छुभ्रं ज्योतिषां ज्योति स्तद्यदात्मविदो विदुः ॥

तथापि हिरण्यरूपानिधिं निहितं अक्षत्रज्ञा उपरि उपरि सञ्चरन्तो न विन्देयुः एवमेव इमाः सर्वाः प्रजाः अहरहर्गच्छन्त्यो हताः एवं ब्रह्म लोकं न विन्दन्ति अनृतेन हि ।

અર્થાત્ ચમકતા પદાર્થોથી આગળ અહંકાર રૂપી શીશાની નીચે હૃદય કોશ અવિદ્યાદિ દોષોથી શુન્ય નિરવયવ શુદ્ધ બ્રહ્મ જ્યોતીઓની જ્યોતી અને વીદ્વાન લોકોથી જાણવા યોગ્ય છે. પુનઃ વીવેકાશ્રમજીની શિક્ષા દેવાથી પરબ્રહ્માનન્દ રૂપી મુખ્ય કોષ (શ) પ્રાપ્ત થયો અને તે મોક્ષ સુખમાં આનંદ કરવા લાગ્યો એટલા માટે જેટલા દિવસ છે, તેટલા દીવસ વ્યર્થ ન ગાળતાં પરમાત્માનું બાહ્ય સંશોધન છોડો અને હૃદયરૂપી મંદીરમાં પરમેશ્વરને પ્રાપ્ત કરો. એક કવી કહે છે કેઃ—

વ્યાપક બ્રહ્મ સદા સબ ઠોર[1]
વ્યર્થ ચાર ધામો[2]કી દૌર[3]
દેખુન કસ હૃદ નૈન ઉઘારી
કનિયાં[4] લડકા[5] ગાંવ ગોહારી[6]

૧. સ્થાન. ૨. તીર્થસ્થાન. ૩. દોડવું. ૪. પાસે. ૫. છોકરો. ૬. શોધ્યો.

# રત્ન ૧૩ મું.



## ધર્મ વિના કોઇ સાથી નથી.





એક શાહુકારનો પુત્ર સર્વગુણ સંપન્ન હતો અર્થાત્ દુનીઆમાં જેટલા દુરાચાર હોઇ શકે તેટલા બધા એની અંદર વ્યાપક હતા. એક દિવસ એનો પતંગ કપાઈ ઉડનો ઉડનો એક જંગલમાં એક મહાત્માની પાસે જઇ પડયો. પતંગની પાછળ પાછળ દોડતો મહાત્માની પાસે જઇ પહોંચ્યો. મહાત્માજીને જોઈ આ શાહુકારનો છોકરો પતંગને ભુલી ગયો અને મહાત્માની સામે હાથ જોડી ઉભો રહ્યો. મહાત્મજી ધ્યાનમગ્ન હતા. થોડી વાર પછી આંખ ઉઘડી ત્યારે તેમની દષ્ટી આ છોકરાની તરફ પડી. મહાત્માએ પૂછ્યું 'બચ્ચા તુમ કૌન હો ! યહાં કહાં આયે?' એ પ્રશ્ન સાભળતાંજ છોકરાના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ અને તેણે તેનું સમ્પૂર્ણ વૃત્તાન્ત મહાત્માની પાસે કહ્યું. અંતમાં નેત્રોમાં આંસુ લાવી બોલ્યો કે મહારાજ! કોઈ એવો ઉપાય બતાઓ કે જેથી હું મારા કુકર્મોથી બચી

સારા કામોમાં પ્રવૃત્ત થાઉં. 'મહાત્માએ પહેલુંજ મંત્ર શિખવતાં કહ્યું કે 'જેવી રીતે મારી આગળ તેં તારી ખરેખર હકીકત કહી છે તેવીજ રીતે બધી જગાએ સાચુંજ બોલજે અને સત્ય શું? 'वाङ्मनसोर्याथातथ्यव्यापारः सत्यम्' અને એ પહેલું પગથીઉં છે કે જેથી સઘળા કુકર્મોથી બચી શકાય છે. શાહુકારના છોકરાએ ત્યાંજ દ્રઢ પ્રતીજ્ઞા કરી કે આજથી ગમે તે થાય તો પણ હું સાચુંજ બોલીશ. બીજે દીવસે તે ઘેર આવી દારૂની બાટલી હાથમાં પકડી કલાલની દુકાને જવા નીકળ્યો. રસ્તામાં તેનો મોટો ભાઈ મળ્યો અને તેણે એને પુછ્યું 'ભાઇ, કયાં જાઓ છો ? પેલો તો મહા સંકટમાં પડી ગયો. એણે વીચાર કીધો કે જો હું સાચું કહીશ તો ભાઈ મારી ફજેતી કરશે, અને જુઠું બોલીશ તો મારૂં વૃત તુટી જશે. એટલા માટે કશોએ જવાબ ન આપતાં પાછો ઘેર ફર્યો. એજ પ્રમાણે બીજે દિવસે ભાઈ હોટલમાં જવા નીકળ્યા રસ્તામાં એના કાકા મળ્યા જેણે પુછ્યું 'કેમ કયાં તૈયારી ?' પાછો બીચારો ગોટાળામાં પડી ગયો. અને ઉત્તર વાળ્યા શીવાય પાછો ઘેર ફર્યો. એવમ્ ધીરે ધીરે તેના સમ્પૂર્ણ દુર્ગુણ નષ્ટ થયા. (અસત્ય એજ તમામ દુર્ગુણોનું મુળ છે.) તરતજ એના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થવા માંડયો. તેના આત્માએ તેને અંદરથી કહ્યું કે મહાત્માની કૃપાથી મારા સર્વ દુર્ગુણોનો નાશ થયો છે. શાહુ-

કારનો દીકરો મહાત્માની પાસે ગયો અને હવે આગળ શું કરવું એ વીષય ઉપર અનુક્રમે પોતાના પ્રશ્નો ઉપસ્થિત કરતો. મહાત્માએ એને વેદાદી શાસ્ત્રોમાં દર્શાવેલા યમ તથા નિયમ બતાવ્યાઃ

तत्राहिंसा सत्यास्तेयब्रह्मचर्यपरिग्रहा यमाः ॥

[योग शा. साधनपादे सू. ३०.]

शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ सू. ३२

અર્થાત્ કોઇની સાથે માનસીક કે કાયીક વૈર ન રાખવું, સત્ય ભાષણ કરવું, કોઇ પણ પ્રકારની અર્થાત મનથી, કે કર્મથી ચોરી નહીં કરવી, બ્રહ્મચર્યનું પાલન કરવું અર્થાત્ વીર્યને કુટેવોથી નષ્ટ નહીં કરી બ્રહ્મ (પરમાત્માને) માર્ગે ચાલવું અને અહંકાર યા અભીમાન કદી કરવું નહીં ચોથું, બાહ્ય તથા અંદરના શરીરને જળથી તથા જ્ઞાનથી સાફ રાખવું, પુરૂષાર્થથી જે પ્રાપ્ત થાય તેમાં લાભ કે હાની થાય તોપણ પ્રસન્ન અર્થાત્ સંતુષ્ટ રહી ખરો યત્ન કરવો સુખ દુઃખમાં ફુલી તથા મુઝાઇ નહીં જવું, સત્ય શાસ્ત્રોનું અધ્યયન કરવું અને પરમાત્માને વળગીને ચાલવું. જ્યારે એ સઘળું શાહુકારના પુત્રને યથાર્થ માલુમ પડી ગયું ત્યારે મહાત્માએ તેને સમાધિનું જ્ઞાન આપવા માંડયું અને કહ્યું કેઃ—

' समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं गिरा तदा स्वयन्तःकरणेन गृह्यते ॥

અર્થાત્ સમાધીમાં જ્યારે અવિદ્યાદી મળ નષ્ટ થાય છે ત્યારે આત્મસ્થ રહીને પરમાત્મામાં ચીત્ત પોરવાય છે અને એવો ઉત્કૃષ્ટ આનંદ થાય છે કે વાણી પણ તેને વર્ણવાને અસમર્થ છે. એ આનન્દ તો જીવાત્મા પોતાના અંતઃકરણ વડેજ અનુભવ કરી શકે છે. પરન્તુ મહાત્માએ એનો કુટુમ્બીઓ પ્રત્યે મોહ જોઇ કહ્યું કે તું મારી એક વાત માનશે ત્યારે તને સમાધાયોગ બતાવીશ. શાહુકારના પુત્રે કહ્યું "મહારાજ ! બતાઓ !" મહાત્માજીએ કહ્યું કે આજે ઘેર જઈ તમે તમારાં માતા વીગેરેને કહેજો કે મા આજ તો મારા પ્રાણ રોમે રોમે નીકળી જાય છે. જો કંઇ એવું થાય તો જ્યાં સુધી અમુક મહાત્માજી કે જે અહીંથી થોડી દુર જંગલમાં રહે છ તેને નહીં બોલાવો ત્યાં સુધી મારૂં મુડદું કાઢશો નહીં, એમ કહી પ્રાણાયામ કરી સુઇ જવું." શાહુકારના પુત્રે ઘેર આવી તેમજ કર્યું. માતાને કહ્યું કે ' મા ! આજ તો રોમેરોમથી પ્રાણ નીકળે છે ! ' માતાએ કહ્યું બેટા, આ શું બોલે છે ! તારા દુશ્મનને પણ પ્રભુ આત ન આપે ! છોકરાએ કહ્યું કે કદાચ એમ થઇ જાય તો અમુક મહાત્માને અમુક સ્થાનથી બોલાવો નહીં ત્યાં સુધી મારૂં મુડદું કાઢતા નહીં. એમ કહી થોડીવારમાં શાહુકારનો

પુત્ર પ્રાણાયામ સાધી સુઇ ગયો. એના બાપ, મા, બેન વિગેરે કહેવા લાગ્યા હું આ શું ? એકને એક છોકરે પણ ગયો ? બધાએ એમ કહી રડવા કુડવા માંડયું. મહોલ્લાના સઘળા લોક ભેગા થયા. બધાની વચમાં મા રડી રડીને કહેતી ’ બેટા ! હાય હાય !! હું અભાગીની કેમ નહીં મરી અને તુંજ ચાહયો ગયો ! હું મરી જતે પણ તું જીવતે તો ઘણું હતું ! એવીજ રીતે સઘળા સંબંધી તથા આડોશી પાડોશી કહેવા લાગ્યા. બધાએ કહ્યું કે હવે આને શ્મશાન લઈ જઇએ એટલામાં માને યાદ આવ્યું એટલે તેણે કહ્યું કે જરાવાર આ શબને અહીંજ રહેવા દો. તેણે પોતાના પતિને કહ્યું કે મરતી વખતે બેટાએ કહ્યું હતું કે અમુક મહાત્માને અહીંથી થોડી દૂર જંગલમાંથી જયાં સુધી બોલાવો નહીં ત્યાં સુધી મારી લાશ લઈ જતા નહીં. એ સાંભળતાંજ શાહુકાર ઉઘાડે પગેજ મહાત્માની પાસે દોડયા પરંતુ મહાત્મા તો પહેલાંથીજ જાણતા હતા એટલે એક પડીકામાં થોડીક સાકર ઝીણી વાટી બાંધી રાખી હતી. શાહુકાર આવી મહાત્માના ચરણોમાં પડયા અને કહ્યું કે ‘મહારાજ ! મારા પુત્રની આ દશા થઈ છે! એના કહેવા પ્રમાણે હું આપની પાસે આવ્યો છું આપની પાસે કાંઇ ઉપાય હોય તો આપની મોટી કૃપા થશે. એના મરવાથી અમારૂં સઘળું નાશ થયું. મહારાજ ! અમે મરી

જતે પણ અનારો દીકરો જીવતે તો અમારે બધું હતું !" મહાત્માજીએ કહ્યું ધીરજ રાખો ! ગભરાઓ નહી ? હું હમણાં આવું છું. પેલું સાકરનું પડીકું લઇ મહાત્માજી શાહુકારની સાથે ચાલતા થયા. ઘેર પહોંચતાંજ મા બેન સ્ત્રી કુટુમ્બી પાડોશીઓએ રડીને કહ્યું કે મહાત્માજી અમે મરી જઇએ તો કંઇ નહીં પણ આ શાહુકારના બેટાને જીવાડો મહાત્માજીએ બધાને આશ્વાસન આપી કહ્યું કે પાશેર દુધ કપિલા (ભૂરી) ગાયનું લઇ આવો. દૂધ આવ્યું અને મહાત્માજીએ પેલી પડીકી ખોલી બધાને દેખાડી કહ્યું કે આમાં સંખિઓ (ઝેર) છે એમ કહી પડીકીને દૂધમાં નાંખી છોકરાની માને બોલાવિ કહ્યું કે તમે હમણાં કહેતા હતા કે અમે મરી જઇએ તો કંઇ હરકત નહી પણ છોકરો જીવે તો લો આ પી જાઓ જેથી તમે તો મરી જશો પરંતુ તમારો છોકરો તરત જીવતો થશે. માતાએ કહ્યું "મારી જન્મોત્રી તો જુઓ કે હવે માર બીજા પુત્ર થશે કે નહીં ?" મહાત્માએ કહ્યું કે, જુઓ તમે એને નવ મહીના સુધી પેટમાં રાખ્યો અને પાળ્યો પોષ્યો એટલે વધારે વાત નહીં કરતાં આ દૂધ પી જાઓ' માતાએ કહ્યું કે મહારાજ ! પહેલાં એ બતાવો કે મારે બીજા છોકરા થશે કે નહીં ?' મહાત્માજીએ જાણ્યું કે આ દૂધ પી શકતી નથી અને વાતમાંજ ઉડાવે છે એટલે એને

કોરણે બેસાડી શાહુકારને (મૃતનો પિતા) બોલાવીકહ્યું કે તમે કહેતા હતા કે અમે મટી જઇએ પણ અમારો દીકરો જીવે તો લો આ દૂધને પી જાઓ કે તમે મરી જશો અને તમારો દીકરો તરતજ જીવતો થશે' શાહુકારે કહ્યું કે ' મહારાજ ! મારી અવસ્થા તો હજી એવી છે કે બીજા છોકરા થઈ શકે એમ છે. એને પણ દૂર કરી મહાત્માએ છોકરાની સ્રીને બોલાવી કહ્યું કે તમે તો એની સાથે મંગળ ફેરા ફર્યા છે અર્થાત્ જ્યાં એ જાવ ત્યાં તમારે જવાનું છે તમારી શોભા તો એમાંજ છે અને હમણાંજ તમે ઇચ્છા દર્શાવી હતી કે હું મરૂં પણ મારો પતિ જીવે એટલે બીજું કોઇ નહીં પીએ તો તમારે તો આ દૂધ પીવુંજ જોઇએ એના પીવાથી તમે તો મરી જશો પરંતુ તમારો પતિ હમણાં જીવતો થઇ જશે !' સ્રીએ કહ્યું કે મહારાજ ! એ જીવે કે ન જીવે એમાં મને શું મારા બાપને ત્યાં પુષ્કળ ધન છે ત્યાં હું ચાલી જઇશ અને મારૂં જીવન ગાળીશ. મહાત્માજીએ તેને પણ આઘી બેસાડી. એકઠા થયલા લોકોએ વિચાર્યું કે હવે તો અમારા ભોગ લાગશે એમ જાણી ત્યાંથી બધા પલાયન કરી ગયા ! ! અહા ! સંસારનું ખરૂં રૂપ અહીં જોવાનું છે ! હવે ત્યાં ફક્ત પાંચજ માણસ બાકી રહ્યા મહાત્મા, શાહુકારનો છોકરો. તેના માતા પિતા અને તેની સ્રી. આખરે મહાત્માજીએ નહીં છુટકે કહ્યું

ત્યારે શું હુંજ દુધ પી જાઉં ? બધાએ ઉત્તર વાળ્યો આંધળાને જોઈએ શું ? બે આંખો ! મહાત્મા લોકોનું જીવન પરોપકારને માટેજ છે" પિતાએ તો પછી શાસ્ત્રનું વાકય કહી સંભળાવ્યું કે "परोपकारायसतां विभूतयः" મહાત્માજીએ છોકરાની માને કહ્યું કે જો તમે એ પ્રતિજ્ઞા કરો કે જો તમારો પુત્ર જીવે ત્યારે સઘળું વૃત્તાન્ત તેને કહી સંભળાવશો તો હું આ દુધ પી જાઉં." મહાત્માજી દુધ આનંદપૂર્વક ગટગટાવી ગયા ઝેર તો હતુંજ નહીં. શાહુકારના છોકરાને પ્રાણાયામમાંથી જગાડયો અને એની માતાને કહ્યું કે હવે બનેલી બધી હકીકત ઠીક ઠીક કહી દો. માતા કહેતાં અચકાતી હતી એટલે તો મહાત્માજીએ કહ્યું કે હમણાંજ બધું સાચે સાચું કહી દો નહીં તો કંઇ અનિષ્ઠ પરીણામ આવશે. લાચાર થઇ શાહુકારના બેટાની માએ બધું કહી સંભળાવ્યું. હવે તો શાહુકારના છેકરાને નિશ્ચય થયો કેઃ—

एक एव सुहृद धर्मो निधनेऽप्यनुयातियः ।
शरीरेण समं नाशं सर्वमन्यतूहि गच्छति ॥



# રત્ન ૧૪મું.



## પરમાત્માને પાપ પુણ્યનો દ્રષ્ટા અને દણ્ડ દાતા જાણી પાપોથી કેમ બચતા નથી? (પાપની પુંજી પચી શકતી નથી).



એક માળીએ પોતાનો બગીચો બહુજ સુંદર રીતે શણગાર્યો હતો તેમાં અનેક જાતનાં ફળ ફુલ હતાં અને માળી પોતેજ એની રક્ષા કરતો. એક જેન્ટલમેન એક મઝાનો કોટ જેની અંદરની બાજુએ ઘણા મોટાં નાનાં ગજવાં હતાં તથા એક નંબર પહેલાની પાટલુન પહેરી, માથે ઉંચામાં ઉંચી ટોપી ઓઢી હાથમાં લાકડી (સ્ટીક) લઇ બગીચો જોવા પહોંચ્યા અને માળીને પૂછ્યું કે જરા બગીચો જોવા દેશો ?' માળીએ કહ્યું કે એમાં શું, ઘણી ખુશીની સાથે તમે જુઓ પરન્તુ મહેરબાની કરી કોઇ ફળ ફુલ તોડતા નહી, જેન્ટલમેને ઉત્તર વાળ્યો કે 'વાહ ! એતે કોઈ ભલા માણસનું કામ છે ? એ શું કહો છો, મારા ભાઇ ? એમ પણ કોઇ દિવસ બની શકે ?' એમ કહી આ ભલા માણસ બગીચાની અંદર પેસી સડક ઉપર આમ તેમ ફરવા લાગ્યા

અને સુંદર સુંદર કેરીઓ તથા સીતાફળ જોઇ મન લલચાઈ આવ્યું. પછી શું પુછવું. જેટલમેન વિચારવા લાગ્યા કે થોડાંક ફળ પુલ તોડી અંદરના ચોર ગજવામાં સંતાડી લઈ જઈશ તો કોઇ પણ જોવાનું નથી એમ વિચારી એણે તો ફળફુલ તોડી અંદરના ગજવામાં ઠસીઠસીને ભર્યાં અને તેથી એમ ધારીને કે બહારના ગજવામાં નહિ ભરીશ તો કોટ જાડો લાગશે તેણે બહારનાં ખીસાં પણ ભર્યાં. એવી રીતે ટાપટીપ કરી પેલા શાહુકાર બહાર જવા તયાર થયા. દરવાજાની પાસે પહોંચતાં ત્યાં બેઠેલા માળીએ પૂછયું 'કેમ સાહેબ ! બગીચો કેવો છે ?" 'ઘણીજ ઉત્તમ રીતે શણગાર્યો છે' પેલાએ ઉત્તર વાળ્યો માળીએ કહ્યું 'સાહેબ' આ બગીચાનો એક રૂલ (નિયમ) છે કે જે માણુસ અંદર જોવાને જાય છે તે તપાસ કરાવ્યા વગર પાછો ફરી શકતો નથી. જેન્ટલમેને કહ્યું કે જોઈ લો ! જોઇ લો ! આ હું ઉભો. માળીએ કહ્યું કે એવી રીતે તપાસ નથી થતી. પહેલાં તો તમે તમારા કોટને કાઢો અને હું એક એક ગજવામાં હાથ નાંખી જોઇશ. હવે તો જેન્ટલમેન કહેવા લાગ્યા 'હં, હં, એમ શું કામ ?' માળીએ કહ્યું કે તમારૂં હં હં હં હં નહીં ચાલે, મહેરબાની કરી કોટ ઉતારી આપો કે હું જોઉં. હવે તો શાહુકારે વિવશ (લાચાર) થઇ કોટ ઉતાર્યો. માળીએ હાથ ઘાલી જોયું તો ફળ તો હતાંજ

માળીએ બગીચાના નિયમ પ્રમાણે શાહુકારને સજા કરી પોલીસને સ્વાધીન કર્યો. આખરે તેને જેલ ભોગવવી પડી.

પ્રિય વાંચક વૃન્દ ! આ એક સાધારણ દૃષ્ટાન્ત પરથી વિચારવાનું છે કે પરમાત્મારૂપી માળી પ્રકૃતિરૂપી બીજ લઈ

अजामेकां लोहितशुक्लकृष्णां,
बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजोह्येको जुषमाणोऽनुशेते
जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥

વિવિધ પ્રકારનો સંસારરૂપી બગીચો બનાવી પોતેજ એનો રક્ષક છે. મનુષ્યનો જીવાત્મા શરીરરૂપી કોટ પહેરી બગીચાની સહેલ કરવા આવે છે. પરંતુ માળીએ વેદ ભગવાનમાં કહ્યું હતું કે—

ईशावास्यमिदंसर्वं यत्किञ्च जगत्यां जगत्
तेन त्यक्तेन भुञ्जीथाः मागृधः कस्यस्विद्धनम् ॥
य० अ० ४०

બગીચામાં ફરવા તો જાઓ છો પરંતુ યાદ રાખજો કે આખો બગીચો મારાથી ભરપૂર છે, અણુ અને પરમાણુમાં હું વ્યાપક છું એટલા માટે મનને વશમાં રાખી બગીચાની કાંઈ વસ્તુ ઝાપટવાનો યત્ન કરતા નહીં એમ કહી પુનઃ આજ્ઞા આપીઃ—

'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यतेनरे ॥

કર્મ કરો અને સોથી પણ અધિક વર્ષ જીવો અને ફરો કારણ કે સત્કર્મ અથવા દુષ્કર્મ પોતપોતાના ફળને પામ્યા શિવાય રહેતાં નથી. બગીચામાં ફરો અને શુદ્ધ શરીર, મન તથા આત્મા લઈ પછા ફરો પરન્તુ અફસોસ! માણસે સંસાર રૂપી બાગમાં આવી મદ્ય, માંસ હિંસા, ચોરી, બીજાનાં ગળાં કાપી, બીજાનો હક છીનવી તથા એવાં કુકર્મોથી પેટરૂપી ચોર ગજ્જવાં ભર્યાં. એણે વિચાર્યું કે મને અહીં કોણ જોવાવાળું છે?

एकोऽहमस्मीत्यात्मानं यत्त्वंकल्याण मन्यसे ।
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ।

પરન્તુ સર્વેએ સ્મરણ રાખવું જોઈએ કે પરમેશ્વર સર્વત્ર તથા આત્મામાં પણ પુણ્ય પાપનો જોનારો ઉપસ્થિત રહે છે. જીવાત્મા રૂપ જેન્ટલમેન સંસારરૂપી બગીચામાં અનેક પ્રકારનાં કુકર્મો કરી પોતાને ધર્માત્મા છે એમ જણાવી બગીચાની બહાર નીકળવા માંગે છે. સાધારણ લોકોમાં એ બધું ચાલ્યું જાય છે કે ગમે તેટલાં તમે કુકર્મ કરો! સારાં સારાં કપડાં પહેરો, રૂપ શણગારો, ધન રાખો તો પછી સાંસારિક લોક જે તમારી અંદરની હકીકત જાણવાને અસ

મર્થ છે તમને માન પાન આપશે. પરન્તુ પરમાત્માને ત્યાં સંસાર બગીચાની બ્હાર નીકળતાંજ આવાં ખોટા આડમ્બર ચાલતા નથી. જયારે સંસાર રૂપી બગીચાના ચિતા રૂપ દરવાજા પર મનુષ્ય પહોંચે છે તે વખતે આ શરીર રૂપી કોટ માળી ઉતરાવી નાખે છે અને એક ગજવું, નાડી નસ વિગેરે તપાસી તપાસીને જુએ છે કે કોઇ ચોરી તો નથી કરી. નહીં કરી હોય તો નિર્ભયત્વ અને ઇનામ અને ચોરી છે તો પરમાત્મા દણ્ડ કરી વિવિધ પ્રકારની યોનિરૂપ જે લખાનામાં પોતાના નિયમ રૂપી દૂતોને હાથે મોકલાવી કર્મ ફળ આપે છે.



# રત્ન ૧૪ મુ.



## પારસમણિ.



એક મહાત્માની એક વખત એક શેઠ ઉપર મહેરબાની થઈ અને કહેવામાં આવે છે કે સાધુએ પોતાનો અનુગ્રહ દર્શાવવાને તેને એક પારસમણિનો પત્થર આપ્યો. આ પારસમણિમાં એવો ગુણ હતો કે લોઢાને એની સાથે સ્પર્શ કરાવવાથી લોઢું સુવર્ણ અર્થાત સોનું બની જતું. પરન્તુ મહાત્માએ શરત કરી હતી કે જુઓ હું આ પત્થર તમને સાત દિવસને માટે આપું છું, સાત દિવસ પુરા થશે કે તરત લઈ લઈશ. પારસમણિ પથર મળતાંજ શેઠે વિચાર કર્યો કે મારા ઘરમાં તો દાતરડું, ખુરપો, પાવડો અને કોદાળી શિવાય લોઢું તો છે નહીં અને પત્થરની મુદત કેવળ સાતજ દિવસ છે એટલા માટે દિવસ તો ઘણા છે, લોઢું બજારમાંથી ખરીદી લઈશું. એમ ધારી એક માણસને મુંબઇ બીજાને કલકતા અને ત્રીજાને કરાંચી લોઢું ખરીદવા

મોકલ્યા. બે દિવસમાં ગાડી કલકત્તા પહોંચી, અઢી દિવસમાં મુંબઇ અને બેએક દિવસમાં કરાંચી. ત્યાં લોઢું ખરિદતાં બે દિવસ થઇ ગયા અને બે દિવસ લોઢું ઘેર આવતાં થઇ ગયા એમ કરીને છ દિવસ તો એમને એમ ચાલ્યા ગયા. સાતમે દિવસ શેઠ રેલ ગાડીમાંથી માલ ઉતરાવી વિચાર કીધો કે જો અહીંજ હું સોનું બનાવીશ તો લુટારાઓ અને ભીલ બધું લુંટી જશે એટલા માટે લોઢાને ગાડીઓમાં ભરી ઘેર લાવ્યા અને ઘરમાં ધીમે ધીમે ભરવા લાગ્યા. પણ આણી તરફ જુએ છે તો મધરાતનો વખત થયો છે અને પૂરા બાર વાગ્યા છે. એટલામાં તો મહાત્માજી આવી પહોંચ્યા. શેઠે મહાત્માનો આદર સત્કાર કરી બેસાડયા. મહાત્માએ પુછયું કે પારસમણિ કયાં છે? લાવો વખત થઇ ગયો અને મુદત પુરી થઇ છે. શેઠે કહ્યું કે મહાત્માજી અત્યાર સુધી તો અમે લોઢું ખરિદતા રહ્યા. જરાવાર થોભી જાઓ તો મોટી મહેરબાની મહાત્માએ કહ્યું કે 'હું જરા પણ થોભી શકવાનો નથી' શાહુકારે કહ્યું ત્યારે ચાલો હમણાંજ જઇને હું સોનું બનાવી લઉં છું મહાત્માએ કહ્યું કે બસ હવે તમારી અવધિ પુરિ થઇ છે અને એક ક્ષણ પણ ગુમાવ્યા વગર પારસમણિ આપી દો શેઠે કહ્યું બહુ સારૂં, આ લોઢું અહીં પડેલું છે તેને સ્પર્શ કરી સોનું બનાવા તમે તમારે લઇ જાઓ એવી રકઝક કરતાં મહાત્માએ એનો હાથ પકડી પારસમણિ ઝુંટવી લીધી.

એટલાજ માટે ભર્તૃહરી કહે છે કેઃ—

यावत्स्वस्थमिदं कलेवर गृहं यावच्च दूरेजरा
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत् क्षयो नायुषः ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
प्रोदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥

બ્રહ્મચર્ય આશ્રમથીજ પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઇએ પાછળથી જ્યારે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ આવી તમારી સમક્ષ ઉપસ્થિત થઇ તમારો શરીર રૂપી પારસ મણિ માંગશે ત્યારે શું કરશો? કોઇનું સામર્થ્ય છે કે એક ક્ષણ પણ વધારે રહી શકે- તે સમયે આંખમાં આંસુ આવશે. બાળબચ્ચાં, પત્ની, ભાઇ ભગિની યાદ આવશે! અહો! આગ લાગે ત્યારે કુવો ખોદવો એ કેવું મૂર્ખાઇનું કામ છે! આ શરીરરૂપી પારસમણિ ચાર મુખ્ય હેતુ પાર પાડવાને માટે સર્વેને મળ્યો છે, શાસ્ત્ર એ હેતુ સ્પષ્ટ રીતે બતાવે છે" "धर्मार्थकाममोक्षाणां शरीरं साधनं स्मृतम्" અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ જીવનના મુખ્ય ઉદ્દેશ છે એટલા માટે મારા પ્રિય પાઠકગણ! પુત્રને પારણામાંથી પરમાત્મને યથાર્થ રીતે ઓળખતાં તથા સન્માર્ગ પર ચાલતાં શિખવો. તમારા પોતાનાં આચરણ એવાં રાખો કે તમારાં સંતાન ઉપર કોઇ માઠી અસર નહીં પડે.

# રત્ન ૧૫ મું.

—≫❀≪—

## ભવિષ્યને માટે પણ કંઈ મોકલો.

—≫❀≪—



એક રાજાના રાજ્યમાં એક એવો નિયમ હતો કે એક રાજાને દસ વર્ષ રાજ્ય કર્યા બાદ જંગલમાં જવું પડતું હતું, એક રાજા આદીએ આવ્યા પરન્તુ એનાથી એ એટલો તો દુઃખી હતો કે કંઇ કહેવાની વાત નહીં. વિચારમાં ને વિચારમાં કે આ બધો સામન મારી પાસે હવે ચાર વરસને માટે છે, હવે બે વરસને માટે, હવે એક વરસને માટે, હવે ૬ માહનાને માટે છે, એનું ખાવું પીવું સઘળું બંધ થયું હતું. અનાયાસ રાજા સાહેબની એક મહાત્માની સાથે મુલાકાત થઇ. મહાત્માએ કહ્યું 'રાજન્! એટલા દુઃખી કેમ દેખાઓ છો?' રાજાએ કહ્યું કે 'મહારાજ! ૬ મહીના પછી મારે જંગલમાં જવું પડશે, અને પછી આ રાજ્યના સઘળા પદાર્થ છોડી દેવા પડશે! એથીજ હું ઘણો ઉદાસ

રહું છું." મહાત્માએ કહ્યું 'બસ એટલુંજને, એ તો ઘણીજ સાધારણ વાત છે. હજી છ મહીના રહ્યા છે એટલે જ્યાં તમારે છ મહીના પછી જવાનું હોય ત્યાં હમણાંથીજ ધીમે ધીમે જોઇતો સામનમોકલાવી દો કે ત્યાં કોઇ જાતનું કષ્ટ નહીં ભોગવવું પડે.' રાજાએ તેમ કર્યું. અને વનમાં જઈ આનન્દપૂર્વક દિવસ ગાળવા લાગ્યો.

ખરેખર! આ જીવાત્મારૂપી રાજાની બદલી થોડાજ સમય પછી અન્ય અન્ય યોનિઓમાં થવાની છે. એ પ્રાણી મનુષ્યશરીરરૂપી પદાર્થ છોડવાનું જાણી ઘણોજ શોકાતુર તથા ઉદાસ રહે છે કે રખેને આવતા જન્મમાં મનુષ્ય શરીર મળે છે કે નહીં. જ્ઞાની પુરૂષોએ એટલા માટે બતાવ્યું છે કે 'ભાઇઓ! અન્ય યોનિઓમાં જઈ સુખનીજ આકાંક્ષા રાખો છો અને મનુષ્ય દેહનીજ પ્રાપ્તિ ઇચ્છો છો તો, યજ્ઞ. દાન, સત્ય ક્ષમા, શીલ અને ધર્મ ઇત્યાદિ દ્વારા તમે પોતાના પદાર્થ ધીમે ધીમે ત્યાંજ મોકલી દો કે તમને આવતા જન્મમાં પણ સુખજ પ્રાપ્ત થાય. મહાભારતમાં કહ્યું છે કેઃ—

अहनि अहनि भूतानि गच्छति तयम मंदिरे।
शेषा स्थाविरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥

રોજ મનુષ્ય પરમેશ્વરની શરણમાં જાય છે અને પોતપોતાના કર્માનુસાર ભિન્ન ભિન્ન યોનિઓમાં જાય છે. તેમ

છતાં પણ બાકી રહેલા મનુષ્ય પોતાને પૃથ્વી પર ચિરસ્થાયી ગણી આત્મા, તથા પરમાત્માના વિષયમાં સઘળું ભૂલી જાય છે. એ કેવું મોટું આશ્ચર્ય છે. કહે છે કે 'શોક શ્મશાન સુધી' એનો અર્થ એવો નથી કે શ્મશાનની અંદર કે બહાર શોકજ કર્યા કરવો પરન્તુ મૃત્યુનું ખરૂં તત્વ સમજી તેમાંથી જે અગત્યનો બોધ લેવાનો છે તે લઇ સંસારમાં સદાચારનું જીવન ગાળવું.



# રત્ન ૧૬મું.



## શરીરમાં ખજવાળ.



એક અંધ પુરૂષ એક મોટી હવેલીની અંદર ચાલતાં ચાલતાં પડી ગયો અને બિચારાને રસ્તો જડયો નહીં. પરન્તુ તરતજ એણે એક યુકિત શોધી કાઢી કે જો હું ભીંતનો ટેકો લઇ તેની ચડમાં ચાલુ તો બારણું જરૂર જડી આવશે. એણે તેમ કર્યું

પણ ભીંતને પકડી ચાલતાં ચાલતાં જ્યારે જ્યારે બારણાની પાસે આવતો કે તેના શરીરમાં ખજવાળ આવતી. ત્યારે તો આંધળો ભીંતને મુકી બીજા હાથ વડે ખજવાળવા મંડી જતો, એજ રીતે ઘણી વખત બારણું આવ્યું પરન્તુ જ્યારે જ્યારે બારણું આવતું ત્યારે બન્ને હાથથી ખજવાળવું શરૂ કરતો કરતો ચાલ્યો જતો.

મનુષ્યશરીરને પ્રાપ્ત કરી વિષયરૂપી ખજવાળમાં લમ્પટ નહીં થાઓ. નહીં તો આ સંસારની વાસનાઓમાંથી નિકળવાનું મોક્ષદ્વાર જડશે નહીં.



## રત્ન ૧૭મું.



### દેહાભિમાનનો ત્યાગ.




ક દિવસ મહારાજા જનકના મંત્રીએ મહારાજાને પુછ્યું કે 'મહારાજ! આપ દેહ હોવા છતાં પણ પોતાનું વિદેહ નામ કેમ ધરાવો છો?' જનક રાજાએ કહ્યું કે 'એ પ્રશનનો ઉત્તર હું તમને થોડા દિવસમાં આપીશ.' થોડા

દિવસ પછી રાજા જનકે એક દિવસ મન્ત્રીને જમવાનું નિમંત્રણ આપ્યું અને ઘરમાં સઘળા પદાર્થ એવા તૈયાર કરાવ્યા કે કોઇપણ ચીજમા મીઠું નહોતું. મંત્રીના ભોજન કર્યા પહેલાં રાજાએ એક એવો ઢંઢેરો પીટાવ્યો હતો કે "આજે ચાર વાગે રાજાજનકના મંત્રીને ફાંસી આપવામાં આવશે' અને ઢંઢેરો પીટનારને કહેવામાં આવ્યું હતુ કે મંત્રીના ઘરના બારણા પાસે ત્રણવાર બોલવું કે જેથી મંત્રી સાંભળે.' એમ કરવામાં આવ્યા પછી મહારાજા જનકે મંત્રીને ભોજનને વાસ્તે બોલ્યાવ્યો અને ઘણાજ આદર સત્કારથી એમને ભોજન કરાવ્યું. જ્યારે મંત્રી ભોજન કરીને ત્યાંથી નીકળ્યા ત્યારે મહારાજા જનકે કહ્યું કે કયા કયા ભોજનમાં કેટલું કેટલું અને કેવું મીઠું પડયું હતું એ બતાવો તો હું તમને ફાંસીથી મુક્ત કરી દઉં.

મંત્રીએ ઉત્તર વાળતાં જણાવ્યું કે, મહારાજ ! મને મૃત્યુનો ભય હતો અને તે થોડા દિવસ પછી નહીં પ્રત્યુત આજેજ એક કલાક પછી એટલે મને તો કંઈજ ભાન નહી રહ્યું. હું કેવી રીતે બતાઉં ?" ત્યારે તો મહારાજા જનકે ખરી હકીકત જણાવતાં મંત્રીને કહ્યું કે "સાંભળો તમારી શૂળીનો સમય ચાર વાગતાં હતો અને બે વાગે તમે ભોજન કરવા બેઠા હતા અર્થાત ભોજન સમય તથા મૃત્યુ સમયની દરમ્યાન ફક્ત બેજ કલાક તમને જીંદગીની પૂર્ણ

આશા હતી તોપણ તમને લવણ (મીઠું)નું જ્ઞાન શરીર, સ્મરણ શક્તિ, જીભ ઇત્યાદિના હોવા છતાં પણ ન રહ્યું તો અરે! મને તો એક મિનિટ પણ જીવનની આશા નથી બસ ત્યારે જેવી રીતે તમે બે કલાકને માટે શરીર હોવા છતાં પણ વિદેહ થઇ ગયા હતા તેવીજ રીતે એક મિનિટ દેહની આશા રાખ્યા વિના હું સદૈવ વિદેહજ રહું છું."

એટલાજ માટે રાજા જનક વિદેહના નામે પણ ઓળખાતા હતા. હમણાંની દુનીઆમાં દેહાભિમાન એટલું તો વધી ગયું છે કે આપણા દેશની ચીજો પુરી ન પડતાં પરદેશની ચીજો આવી આપણા ભારતવર્ષની મટીર્થા બનેલાં શરીરોને આભૂષિત કરે છે દેહ શું છે. એ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપતાં જણાવ્યું છે. યથા.

वासांसि जीर्णानियथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णानि
अन्यानि संयाति नवानि देही ॥

અર્થાત્ દેહનો ત્યાગ એ જુના વસ્ત્ર કાઢી નવાં વસ્ત્ર ધારણ કર્યા બરોબર છે.

---

# રત્ન ૧૮ મું.



## વિષયોનું અસલ સ્વરૂપ.

એક રાજપુત્ર એક દિવસ પોતાના શહેરમાં ફરવા નિકળ્યો. એકાએક રાજકુમારની દૃષ્ટિ એક મહેલ પર પડી અને જોયું કે એક સોળ વર્ષની અત્યન્ત સુંદર કન્યા સ્નાન કરી પોતાના વાળ સુકવતી હતી. એ કન્યા એ રાજકુમારના પિતાના દીવાનની પુત્રી હતી. એકદમ તેને જોતાંજ રાજકુમાર મૂર્છાખાઇને પડયો. જ્યારે મૂર્છામાંથી જાગૃત થયો ત્યારે ફરીથી તે મહેલ તરફ નજર કરી પણ તે તો અંદર ચાલી ગઇ હતી એટલે તેને દૃષ્ટિગોચર થઇ નહીં રાજકુમાર ઘેર આવી શોકભુવનમાં જઇ સુઇ ગયો ! રાજા અને અન્ય રાજદ્વારી પુરૂષોએ તેને તેની એવી દશાનું કારણ સમજાવી સમજાવી પૂછ્યું પરંતુ કાંઇપણ જવાબ મળ્યો નહીં. છેવટે રાજાના ઘણાજ આગ્રહથી તેણે ખરેખરી હકીકત બતાવી દીધી. રાજાને ઘણુજ શોકાતુર જોઇ મંત્રી [પ્રધાન] પોતાને ઘેર ગયા અને પોતાની કન્યાને બનેલી હકીકત કહી સંભળાવી. એ સાંભળી પ્રધાન પુત્રીએ કહ્યું કે

'બસ, એટલાજ માટે રાજા તથા તેનો પુત્ર વ્યાકુળ થઇ રહ્યા છે, જાઓ, અને હમણાંજ રાજપુત્રને મારી તરફથી નિવેદન કરજો કે નિશ્ચિન્ત થઇ સ્નાન ભોજનાદિ કરો, હું પરમ દિવસે તમને [રાજપુત્રને] મળીશ. રાજપુત્રના હર્ષનો પાર રહ્યો નહિ. મન્ત્રીજી એમ કહી ઘેર ગયા એટલામાં તેમની કન્યાએ આવી તેમને નિવેદન કર્યું કે' પિતાજી ! મને થોડા જમાલગોટો અને માટીનાં ૮૦ કુંડા તથા ૮૦ રેશમી રૂમાલ હમણાંજ મંગાવી આપો'' મંત્રીએ માંગેલી ચીજો સત્વરજ મંગાવી આપી. રૂપવતી કન્યાએ જમાલ ગોટાનો જુલાબ લીધો કે લેતાંની સાથે દસ્ત પછી દસ્ત થવા લાગ્યા અને દરેક વાર પેલા કુંડાઓમાંજ ઝાડે જતી અને દરેક કુંડાપર ઝાડે ફર્યા બાદ એક રેશમી રૂમાલ ઢાંકી આવતી. એમ કરતાં બધા કુંડા રેશમી રૂમાલોથી સુશોભિત થઈ ગયાં. રૂપવતીનું શરીર બિલકુલ પીળું પડી ગયું અને એવી તો દુર્બળ થઈ ગઇ હતી કે પથારીને વશ થઈ હતી એક ભાંગેલા ખાટલા ઉપર સુતી હતી અને ચારે તરફ માંખી ગણુ ગણુ કરી રહી હતી. મળ મૂત્રથી ભીનાં કપડાં પહેરેલાં હતાં એવી અવસ્થામાં પોતાના પિતાને કહ્યું કે 'પિતાજી' હવે આપ રાજપુત્રને અહીં લઇ આવો, હું ઘણી ખુશીથી તેમને મળીશ. રાજપુત્ર પ્રસન્ન થઇ ઘણા ઉમંગથી મંત્રીની સાથે ચાલતો થયો. રાજ-

પુત્રે રૂમાલથી પોતાનું નાક ઢાંકી મંત્રીને પુછયું 'મંત્રીજી! આ દુર્ગન્ધ શેની આવે છે?' મંત્રીજીએ કહ્યું 'હશે, કોઇ ચીજની આવતી હશે. તમે આગળ ચાલો" ઘણીજ મુશ્કેલીથી દુર્ગંન્ધ સહન કરતો કરતો રાજપુત્ર રૂપવતીની પાસે પહોંચ્યો. રૂપવતીની આવી દશા જોઇને રાજપુત્રતો દંગ થઇ ગયો કે અરે રે! એની કેવી અવસ્થા થઇ ગઈ છે! પરમ દિવસે તો એને પૂર્ણ લાવણ્યમાં જોઇ હતી અને આજે આ શું થઇ ગયું?

રૂપવતીએ કહ્યું "મહારાજ! પધારો." પરન્તુ રાજપુત્રનું તેની પાસે જવાનું તો શું પુછવું પરન્તુ દુર્ગંન્ધથી ને એટલો તો કંટાળી ગયો હતો કે જેનો પારજ નહી. રૂપવતીએ કહ્યું કે' મહારાજ! જો આપની પ્રીતિ મારી સાથે હોય તો આ દાસી આપની સેવામાં તૈયાર છે પરન્તુ જો આપની પ્રીતિ મારી સુંદરતાની સાથેજ હોયતો તે પેલા સામે પડેલાં કુંડાઓમાં પડેલી છે," પરન્તુ રાજપુત્રને આટલાથી બોધ થયો નહીં, એણે જાણ્યું કે સુંદરતા કોઇ અત્યુત્તમ ચીજ હશે કે જેના ઉપર રેશમી રૂમાલ ઢાંકેલા છે. એમ વિચારી રાજપુત્ર જેવો રેશમી રૂમાલ ઉપાડવા જતો હતો કે ત્યાં ઝાડાનું દર્શન થયું એટલે તો નાક બંધ કરી ચાલ્યો ગયો. પાછળથી એને એવું જ્ઞાન થયું કે તેણે પોતાની જીંદગી સન્માર્ગે ચલાવી જીવનનું તત્વ

જાણ્યું. બસ, હવે આપે સંસારના પદાર્થોની સુંદરતા તથા ચમક સારી રીતે જાણી લીધી હશે. બાહ્યના ભપકાથી ન મોહી જતાં દરેક વસ્તુ પછી તે મનુષ્ય, પશુ કે જડ પદાર્થ હોય તોપણ તેનું ખરૂં તત્વ શું છે એ જાણવું અતિ અગત્યનું છે.



# રત્ન ૧૯ મું.

---

## અષ્ટાવક્ર.



એક વખત રાજા જનકે એક મોટી સભા ભરાવી તેમાં મોટા મોટા વિદ્વાનોને બોલાવ્યા અને કહ્યું કે કોઈ એવો ઉપાય બતાવો કે જેથી એક કલાકમાં ઇશ્વરની પ્રાપ્તિ થાય. એ સમયે સભામાં ઘણા વિદ્વાન એકત્ર થયા હતા. ત્યાં મહારાજ અષ્ટાવક્ર ા પિતા પણ હતા. અષ્ટાવક્ર મહારાજ જ્યારે ઘેર આવ્યા ત્યારે પિતાને ઘરમાં નહીં જોઈ માતાને પૂછ્યું કે માતાજી! આજ પિતાજી કેમ ઘરમાં જણાતા નથી? માતાએ કહ્યું કે આજે મહારાજા

જનકની સભામાં એક એવો વિષય ઉપસ્થિત છે કે તારા પિતાને ત્યાં જવું પડયું છે. અષ્ટાવક્રે ઇચ્છા દર્શાવતાં પુછયું કે માતાજી! ભોજન પછી હું પણ રાજાની સભા જોઇ આવું? માતાએ ઘણોજ વિચાર કરી દર્શાવ્યું કે "બેટા! તારા આઠે અંગ વાંકા છે, હાથપગ છે નહીં કેવી રીતે ગબડતો ગબડતો જઇશ! બીજું તને જોઇ સઘળા હસી ઉઠશે. પણ અષ્ટાવક્ર તો મહા વિદ્વાન હતા એટલે માતાની આજ્ઞા લઇ રાજા જનકની સભામાં જઇ પહોંચ્યા. પહોંચતાંજ એમને આઠે અંગોમાં વાંકા જોઇ સમસ્ત સભા ખડખડ હસી પડી. પરન્તુ મહારાજ અષ્ટાવક્ર સભાના સભ્યોથી બમણું હસ્યા. સભાસદોને ચકિત થઇ મહારાજ અષ્ટાવક્રે પુછયું કે આપ કેમ હસ્યા? ત્યારે સભાસદોએ ઉત્તર આપ્યો કે હમે તો આપનાં આઠે અંગ વાંકા જોઇ હસ્યા હતા, મહારાજ અષ્ટાવક્ર બોલ્યા કે ત્યારે તો હું એટલા માટે હસ્યો કે તમે બધા સભાસદ નથી પણ ચમાર છો! કારણ કે હાડકાં ચામડાંની પરીક્ષા ચમારોનેજ કરતાં આવડે છે. એ સાંભળી રાજા જનકે મહારાજ અષ્ટાવક્રનો અતી આદર કર્યો અને તેમને પણ પોતાનો પ્રશ્ન દર્શાવ્યો. મહારાજ અષ્ટાવક્રે કહ્યું કે રાજન! જો હું તમને ઇશ્વર એજ કલાકમાં મેળવી આપું તો તમે મને શું આપશો? મહારાજા જનકે જણાવ્યું કે હું મારૂં સંપૂર્ણ

રાજ્ય તમને આપી દઇશ. મહારાજ અષ્ટાવક્રે પુનઃ પ્રશ્ન કર્યો કે આ રાજ્ય તમારૂં છે? જ્યારે પેદા થયા હતા ત્યારે શું સાથે લઇ આવ્યા હતા? તે વખતે શું ખાલી હાથે ઇંઇ, કેંકેં કરતા કરતા નહોતા આવ્યા ત્યારે તો મહારાજા જનક બોલ્યા કે, ખરૂં, પરન્તુ રાજ્ય શિવાય તો મારી પાસે કંઇ નથી. હું આપને શું આપું? મહારાજ અષ્ટાવક્રે કહ્યું કે તમે તમારી જે પોતાની ચીજ હોય તે આપો મહારાજા જનક જરા વિચારમાં પડી ગયા અને કહ્યું કે હવે મારી પાસે મારી કઇ ચીજ છે કે તમને આપું. મહારાજ અષ્ટાવક્ર કહ્યું કે તમો તમારૂં મન મને આપી દો એટલે હું તમને ઈશ્વર મેળવી આપાશ. મહારાજ જનક ઘણાજ વિદ્વાન તથા જ્ઞાની હતા એટલે જરામાં મનને વશમાં લાવી થો-ભાવ્યું કે તરત પરમાનંદ (બ્રહ્માનંદ)નો અનુભવ થવા માંડયો. અને પરમાત્માને પ્રાપ્ત કરવાનો માર્ગ તરત જડી આવ્યો.

ઉપનિષદોમાં કહ્યું છે કેઃ—

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

મન શાંત થાય છે ત્યારેજ પરમ બ્રહ્મનું અવલોકન થાય છે ભિન્ન ભિન્ન પદાર્થોમાં ગ્રહણ કરવાથી મન એક

ઠેકાણે રહેતું નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ જણાવ્યું છે કે:—

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायुर्नो बमिराम्गासि ॥

અર્થાત્ મન ઘણુંજ ચંચળ અને ક્ષણમાં ખરાબ રસ્તે ચઢે એવું છે તેના નિગ્રહને માટે ફક્ત એજ ઉપાય શ્રી કૃષ્ણ બતાવે છે કે 'अभ्यासेन तु कान्तेय वैराग्येगच गृह्यते' અભ્યાસ એટલે નિરંતર પ્રયત્ન તથા સ્વાધ્યાય અને વૈરાગ્ય એટલે ત્યક્ત ભાવે અર્થાત વસ્તુઓમાં તથા મનુષ્ય મોહમાં મધમાખીઓની માફક લમ્પટ ન થવું વળી મનજ બંધન તથા મુક્તિનું કારણ છે 'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः' એટલા માટે એનેજ મૂળમાંથી પકડો એટલે સઘળા પ્રયત્ન સફળ થશેજ.



# રત્ન ૨૦ મું.



## 'શું કરીએ પુરસદ નથી મળતી.'



એક શેઠ ને એક સંત જ્યારે જ્યારે કહેતા કે શેઠજી ! રોજ સંધ્યા, ગાયત્રી હોમ-યજ્ઞ તથા પરમેશ્વરનું ભજન પણ કર્યા કરો ત્યારે શેઠ કહેતા "કે શું કરીએ મહારાજ ! અમને તો જરા પણ પુરસદ નથી મળતી." મહાત્માએ વિચાર્યું કે એમ તો શેઠ માનવાના નથી એટલે એક દિવસ શેઠ બ્હાર ઝાડે ફરવા ગયા એટલામાં આ મહાત્માએ ગામમાં બુમ ઉરાડી કે એક શેતાન શેઠનો માનિતો એવો આવ્યો છે કે તે ગામની નજીકના કેટલા એક માણસને હજમ કરી ગયો અને જ્યારે ગામમાં પેસે છે ત્યારે કાઢવાથી પણ નિકળતો નથી એટલા માટે અરે ગામના લોકો ? તૈયાર થઇ જાઓ. ? હવે શું પુછવું ?! કોઇ લાકડી, કોઇ ડણ્ડો, કોઇ હથોડી. કોઇ લાકડું એવમ્ જેના હાથમાં જે આવ્યું તે લઇ બધા તૈયાર થઇ ગયા. જેવા કે શેઠ ગામને નાકે પહોંચ્યા કે લોકોએ પોતાનું

કામ શરૂ કરી દીધું શેઠે કહ્યું કે "ભાઈઓ! હું તો આજ ગામનો રહેવા વાળો છું" પરંતુ કોઈએ સાંભળ્યું નહીં. શેઠના ઘરનાઓએ પણ તેને ન ઓળખ્યો. જ્યારે શેઠે જોયું કે હવે તો પ્રાણજ કેવળ બાકી રહ્યા છે ત્યારે ત્યાંથી નાસી છુટયો અને પાસેના જંગલમાં જઈ બેઠો. થોડા સમય પછી મહાત્મા જ્યાં શેઠ નાસી બેઠા હતા ત્યાં જઈ પહોંચ્યા અને કહેવા લાગ્યા કે "કેમ શેઠ સાહેબ! હવે તો ફુરસદ છે?" શેઠે કહ્યું કે "મહારાજ હવે તો જે કહેશો તે કરીશ. મને આખો દિવસ ફુરસદ છે પણ હવે મહેરબાની કરી એવો ઉપાય કરો કે જેથી હું સહીસલામત મારે ઘેર પહોંચું." મહાત્માએ કહ્યું કે "ત્યારે તો હમણાંજ સંકલ્પ કરો કે હું આજથી હમેશાં સ્વાધ્યાય, પુજા સંધ્યા ઇત્યાદિ તથા અગ્નિ હોત્ર અને પરમાત્માનું ભજન કરીશ.' શેઠે કહ્યું "હવેથી એ સઘળું કરીશ." પછી મહાત્માએ શેઠને સાથે લઇ જઇ સહીસલામત ઘેર પહોંચાડયા.

સંસારના સઘળાં કામો છોડીને પણ પરમાત્માની ભક્તિ કરવી સાયં પ્રાંતઃ જ્યારે સકળ સંસાર અંધકાર તથા જ્યોતિ વચ્ચે દિવસનું રૂપ દર્શાવે છે સમય મુકરર કરી રાખવો અને નિયત સમયે અગ્નિહોત્ર, સ્વાધ્યાય, તથા સંધ્યા ભુલવી જોઇએ નહીં. ઇશ્વરને જે મનુષ્ય ભૂલી જાય છે તે ઘણોજ કૃતઘ્ન હોવો જોઈએ



# રત્ન ૨૧ મું.



## ઋષિ સંતાનનો ત્યાગ.



હુત લોકો જ્યારે કાપણીનું કામ કરી રહેતા અને વાળી ઝાટકી અનાજ ઘેર લઇ જતા ત્યારે મહાત્મા કણાદ વેરાયલા દાણા વણી વણી પોતાનું ગુજરાન ચલાવતા હતા એટલાજ માટે એનનું નામ કણાદ અર્થાત 'कणान् अत्तीति कणाद:' જે કણુવણી વણીને ખાય છે. એવા પ્રકારે પોતાનો નિર્વાહ કરી મહાત્મા કણાદ અમારે વાસ્તે વૈશેષિક દર્શન બનાવી ગયા અને ખરેખર! ભારતીઓનું દુર્ભાગ્ય છે કે આજ આવાં અદ્વિતીય પુસ્તકો તરફ જરા પણ ધ્યાન નથી અને આપણાં પોતાનાં શાસ્ત્રો વાંચ્યાં પહેલાંજ Huxley Spenser અને Schegel ઈત્યાદિના પરમ ભક્ત બની જાય છે. મહાત્મા કણાદ શરીરમાં ફક્ત એક લંગોટી પહેરી વનમાં રહેતા. જે રાજાના વનમાં તે રહેતા હતા તેને ખબર પડી કે મહાત્મા કણાદ કણથીજ પેટ ભરે છે. શાસ્ત્રોમાં લખ્યું છે કે કોઇ પણ રાજાના રાજ્યમાં જો એવા કોઇ મહાત્મા દુઃખમાં પોતાનો સમય વ્યતીત કરે તો રાજાનું

સઘળું દાન પુણ્ય ધર્મ તપ ઈત્યાદિ નષ્ટ થઈ જાય છે. એમ જાણી રાજાએ મહાત્મા કણાદની સેવામાં પોતાના કામદારોની સાથે થોડું ધન મોકલાવ્યું કામદાર ધન લઈ બારણાની સામે ઉભા રહ્યા. બારણું ઉઘાડી મહાત્મા કણાદે પુછ્યું કે તમે કોણ છો અને કયાંથી આવ્યા છો? કામદારોએ ઉત્તર વાળ્યો કે "રાજા સાહેબે તમારે વાસ્તે થોડુંક ધન મોકલ્યું છે." મહાત્માએ કહ્યું કે "જઈને કોઈ કંગાળને આપી દો.' કામદાર એ સાંભળી ચકિત થયા "કે આ મહાત્માની પાસે છે તો કેવળ એક લંગોટી અને વળી કહે છે કે તમે જઇને કોઈ કંગાળને આપી દો." કામદારોએ રાજાને આવી એજ પ્રમાણે જણાવ્યું. રાજાએ એ વાત પોતાની સભામાં જણાવી ત્યાં સમ્મતિથી એમ જાહેર થયું કે "રાજા સાહેબ! આપની પદવી પ્રમાણે આપે ધન નથી મોકલ્યું. બહુ ઓછું છે." એ જાણી રાજાએ એથી પણ બમણું ધન કામદારોની સાથે મોકલાવ્યું; પરંતુ પુનરપિ એજ ઉત્તર મળ્યો કે જઈને કોઈ કંગાળને આપી આવો. એજ વીષય પાછો સભામાં ચર્ચાયો અને હવે એ નિશ્ચય થયો "કે રાજા સાહેબ પોતેજ એનાથી ચારગણું ધન તથા બીજો સર સામાન લઈને જાય" એજ પ્રમાણે કરવામાં આવ્યું. રાજા ત્યાં પહોંચ્યા અને કહેવા લાગ્યા "મહારાજ, તમારે વાસ્તે આ બધું લાવ્યા

છીએ." મહાત્મા કણાદે પાછો તેજ ઉત્તર આપ્યો. રાજાએ કહ્યું કે "મહારાજ ક્ષમા કરો તો મારે કહેવું પડે છે કે એક લંગોટી શીવાય તો તમારી પાસ કંઇ પણ દેખાતું નથી અને વળી તમે કહો છો કે આ ધન કોઇ કંગાળને આપી દો. મને તો તમારા કરતાં કોઇ વધારે કંગાળ દેખાતો નથી." મહાત્માએ ત્યારે પણ એજ કહ્યું કે "જઇને કોઇ કંગાળને આપી દો' લાચાર થઇ રાજા પાછા આવ્યા અને રાત્રે સઘળો હકીકત પોતાની વીદુષી રાણીને કહી. રાણીએ જણાવ્યું કે "તમે મોટી ભુલ કરી; એવા તત્વ-દર્શી વિદ્વાનની પાસે તમે ધન લઇ ગયા. તેમની પાસે શું નથી ? બીજી ભુલ એ કરી કે એવા મહાત્માની પાસે જઇ તમે રસાયન વિદ્યા નહીં શીખી આવ્યા કે જેથી રાજયના સેંકડો ગરીબોનું કામ થતે હજુ પણ વખત છે કે તમે મહાત્માની પાસે જાઓ અને પુછો. અડધી રાતનો વખત છે. રાજા મધરાતેજ ઉઠી મહાત્માની પાસે પહોંચ્યા પહોચતાંજ મહાત્માએ પૂછયું કે 'કોણ છે.' રાજાએ ઉત્તર વાળ્યો કે હું આપનો સેવક જે દિવસે આપની સમક્ષ આવ્યો હતો. મહાત્માએ પૂછયું કે અત્યારે તમારે અહીં આવવાનું શું પ્રયોજન હતું ? રાજાએ કહ્યુ કે 'મહાત્માજી, અમારો અપરાધ ક્ષમા કરો, અમે અમારી દોલત આપને દેખાડતા રહ્યા. હવે આપ કોઇ એવી રસાયન વિદ્યા શિખવો

કે જેથી મારા રાજ્યના ગરીબનું પાલન થઇ શકે અને હું પુણ્ય દાન કરી શકું.' મહાત્માએ કહ્યું કે રાજન દિવસે હું તારા દરવાજા પર ગયો નહતો પણ હમણાં અડધી રાતે તું મારા બારણામાં ઉભો છે. હવે બતાવ કે હું કંગાળ છું કે તું કંગાળ છે ? ! રાજાએ મહાત્માના ચરણોમાં પડી ક્ષમા માગી તત્પશ્ચાત્ મહાત્માએ રાજાને તેજ વખતે રસાયન વિદ્યા–અર્થાત બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો અને વિષય રૂપી લોઢાને સોનું કરી દેખાડ્યું.

સાચા મહાત્મા તો આને કહે છે નહીં કે ભગવાં કપડાં પહેરી આધુનિક સમયમાં જે બગલમાં છરી લઇ ફરે છે. સાચા મહાત્માઓ વડેજ ભારતનો પુનરૂદ્ધાર થશે.



# રત્ન ૨૨ મું.



## મહાત્મા કૈયટનો ત્યાગ.



એવો કોણ હિંદુ છે કે જે મહાત્મા કૈયટને નહીં ઓળખતો હોય ? અને જો એવા અસંખ્ય આજ જડી આવે તો ભારતનું દુર્ભાગ્ય છે ! ! એમનું 'મહાભાષ્ય તિલક' જગપ્રસિદ્ધ છે, જ્યારે મહાત્મા કૈયટ મહાભાષ્ય તિલકની રચનામાં ગુંથાયા હતા ત્યારે પોતે તો વનમાંજ પુસ્તક લખતા અને એમની ધર્મપત્ની જંગલમાંથી મૂંજ ઇત્યાદિ લાવી તેના દોરડા વણી, વેચી અન્ન સામગ્રી લઇ, ભોજન તૈયાર કરી મહાત્માને કહેતી 'સ્વામિન ભોજન તૈયાર છે.' એ સાંભળી પોતાની કલમ મુકી મહાત્મા ભોજન કરવા પધારતા. એક દિવસ ત્યાંના રાજા મહાત્મા કૈયટની એવી દશા સાંભળી મહાત્માની સેવામાં હાજર થયા અને હાથ જોડી ત્યાં ઉભા રહ્યા. મહાત્મા કૈયટ માંથું નીચું કરી લખતા હતા. થોડા વખત પછી માથું ઉચું કર્યું ત્યારે તરત રાજાએ પ્રણામ કરી કહ્યું "મહાત્મન્! આપ મારા રાજ્યમાં એટલું બધું કષ્ટ વેઠો એથી અમને ભારે ભય

લાગે છે.' ત્યારે તો મહાત્મા કૈયટે પોતાની ધર્મ પત્નીને કહ્યું કે 'જો આપણા રહેવાથી રાજાને પાપ લાગે છે તો ઉઠો, ચાલો, આ સાદડી ઉપાડી લો.' રાજાએ કહ્યું કે 'મહાત્મન્! મારી એ મતલબ નથી કે આપ અહીંથી ચાલ્યા જાઓ પરન્તુ આપ અહીંઆ રહો અને અમે આપનો સત્કાર નહીં કરીએ અને આપ દુઃખ વેઠો તો અમનેજ પાપ લાગે.' પુનઃ રાજા હાથ જોડી કહેવા લાગ્યા કે 'આપ જે જે પદાર્થ કહો તેને માટે આ સેવક હાજર છે. આ પહેલાં મહાત્મા કૈયટે રાજાની પાસે કેટલી એકવાર કહેવડાવ્યું હતું કે હું તમારી આજ્ઞા માનીશ. રાજાએ કહ્યું કે 'મહારાજ ! કહો શી આજ્ઞા છે?' મહાત્મા કૈયટે કહ્યું કે 'હું એજ ઇચ્છું છું કે આપ હમણાંજ અહીંથી ચાલ્યા જાઓ.'

નિરાશાથી અધિક સુખી સંસારમા કોઇ નથી.



# રત્ન ૨૩ મું.





એક વખત એક શુદ્ધ બ્રહ્મણ, વેદવેદાંગ પારંગત એક વનમાં તપસ્યા કરતો હતો. એ સાંભળી મહારાજા અર્જુને પોતાનો એક દૂત મોકલ્યો અને બ્રાહ્મણને નિમંત્રણ કહાવ્યું. બ્રાહ્મણની પાસે દૂત પહોંચતાંજ દૂતે કહ્યું કે "મહારાજ! મહારાજા અર્જુને આપને આજે નિમંત્રણ મોકલ્યું છે.' એ સાંભળી બ્રાહ્મણ તરતજ રડવા લાગ્યો અને દૂતને પણ કંઈ જવાબ આપ્યો નહીં. દૂત થોડો વખત ત્યાં ઉભો રહી ત્યાંથી ચાલ્યો ગયો અને અર્જુનને કહેવા લાગ્યો કે રાજન્! બ્રાહ્મણને જઈને મેં કહ્યું કે 'મહારાજા અર્જુને આપને નિમંત્રણ મોકલ્યું છે ત્યારે તો બ્રાહ્મણ રડવા લાગ્યો. એ સાંભળી મહારાજા અર્જુન પણ રડવા લાગ્યા, એ અવસ્થા જોઈ દૂત ત્યાંથી ચાલી ધર્મરાજ યુધિષ્ઠિરની પાસે ગયો અને સઘળી હકીકત નિવેદન કરી મહારાજા યુધિષ્ઠિર પણ તરત રડી પડયા. હવે તો દૂત ગભરાયો. તે એકદમ દોડી યોગીરાજ કૃષ્ણ ભગવાનની પાસે

પહોંચ્યો અને સઘળી વાત કહી અને પુછ્યું "મહારાજ! મહારાજા અર્જુન અને યુધિષ્ઠિર કેમ રડયા?" શ્રી કૃષ્ણ, ભગવાને ઉત્તર આપ્યો કે "બ્રાહ્મણ તો એટલા માટે રડયો કે જેટલો વખત હું નોતરાં જમવામાં ગાળીશ તેટલો વખત મારા બ્રહ્મતપમાંથી જશે અને તપમાં વિઘ્ન પડશે. યુધિષ્ઠિર એટલા માટે રડયા કે ભારત વર્ષમાં ભવિષ્યમા એવા બ્રાહ્મણ થશે કે જે જપતપ બધું ભૂલી જઇ કેવળ નોતરાંજ ખાવાંમાં અને પેટ ભરવામાંજ બધો વખત ગાળશે અને અર્જુન એટલા માટે રડયા કે 'હાય! આજે ક્ષત્રી એવા થયા કે જેમનો બ્રાહ્મણોએ તીરસ્કાર કર્યો.

બ્રાહ્મણોનું મુખ્ય કામ શું હોવું જોઇએ? શ્રીમદ્ ભગવદ્ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કેઃ—

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम्॥

અર્થાત્, શાન્તિ, ઇન્દ્રિય દમન, તપ, પવિત્રતા, ક્ષમા જ્ઞાન અને વિજ્ઞાન અને વિશેષ કરી બ્રહ્મપ્રાપ્તી એ બ્રાહ્મણોનું કર્તવ્ય છે. મનુ મહારાજ પણ વારંવાર કહે છે કે

'स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः॥

અર્થાત્ બ્રાહ્મણ સ્વાધ્યાય. સાર્થ વેદાધ્યયન કરે, સત્ય ભાષણ ઇત્યાદીનું વ્રત કરે, ત્રિવિધા

જાણે અર્થાત્ વેદસ્થ કર્મોપાસના, જ્ઞાન વીદ્યા ગ્રહણ કરે, પક્ષેષ્ટયાદી, મોટા યજ્ઞ અને પાંચ મુખ્ય યજ્ઞ અર્થાત્ બ્રહ્મ, દેવ, પીતૃ, વૈશ્વદેવ તથા અતિથિ યજ્ઞ કરે ત્યારેજ બ્રાહ્મણ કહેવાય છે; નહીતો પછી બ્રાહ્મણ નહીં તો છેવટે ભામટો કહેવાય છે.



## રત્ન ૨૪ મું.

### અતિથિ સત્કાર.




રૂક્ષેત્રમાં કપોતી નામ એક સંન્યાસી બ્રાહ્મણ રહેતો હતો અને ઉંચ વૃત્તિથી પોતાના કુટુંબનું પોષણ કરતાં એના કુટુંબમાં ચાર જણા હતા અર્થાત બ્રાહ્મણ તથા તેની ધર્મ શીલા સ્ત્રી, એનો પુત્ર તથા પુત્ર વધુ. બ્રાહ્મણી આજ કાલની વિફરેલી સ્ત્રીઓની માફક પતિ સામે ઘુરકવા વાળી નહોતી, તે જાણતી નહોતી કે પતિના શિવાય મારાં મદાર પણ સંસારમાં દેવતા મનાય છે. પુત્ર વહુ પણ પોતાના પતિની સેવામાં અને સાસુ સસરાની

સંપૂર્ણ આજ્ઞામાં રહેતી અને તેમને પોતાના વડીલ ગણી તેમની પણ યથાયોગ્ય સેવા કરતી. બ્રાહ્મણનો પુત્ર પણ પિતાની આજ્ઞામાં રહેવું અને તેના ગૌરવ ને અનુકૂળ કામ કરવું એજ પોતાનું કર્તવ્ય સમજતો હતો. એવી રીતે મનુજીના કહેવા પ્રમાણે કેઃ—

संतुष्ठो भार्यया भर्ता भत्रा भार्या तथैवच ।
यस्मिन्नेव कुले नित्यं शाश्‍व तत्रतं वैसुखम् ॥

અર્થાત સાંસારીક સુખ તો પતિ તથા પત્નીને પરસ્પર સંતોષ હોય તોજ પ્રાપ્ત થાય અને વેદ ભગવાનની આજ્ઞા પ્રમાણે

'अनुव्रतः पितु पुत्रो माता भवतु सम्मना'
जायापतिरेव मधुमतीं च वाचं वदतु शान्तिवान् ॥

ધર્મ પૂર્વક વર્તણુંક હોવાથી નિર્ધનતા હોવા છતાં પણ આ કુળમાં કંઇ પણ દુઃખ નહોતું. ખરેખર! ધર્મ એક એવી વસ્તુ છે કે જેના ધારણ કરવાથી નીર્બળ બળવાન થઈ જાય છે, નીર્ધન ધનવાનોની અપેક્ષા વધારે સુખી રહે છે અને ભુખો પણ સંતુષ્ટ રહે છે. બ્રાહ્મણ પોતે તથા તેના પરીવારનો કોઇ પણ ભિક્ષા માંગવા જતો નહોતો. બોલાવ્યા છતાં પણ દાન લેવા નહીં જતા, જ્યારે ખેતર કપાતું અને ત્યાં અન્નના દાણા પડતાં તે વડે પોતાનું ગુજરના ચલાવતા, વ્રત ઇત્યાદિ છઠે દિવસે કરતા અને

તે સમયે જો અનાજ ન મળે તો બીજે છઠ્ઠે દિવસે જમતાં. જ્યારે જ્યારે વ્રત હોય ત્યારે એજ નીયમ પળાતો અને કુટુમ્બના સર્વે જણ એ નીયમ પાળવામાં દ્રઢ હતા. દૈવયોગે બ્રાહ્મણના દેશમાં એક વખત દુકાળ પડયો અને વણી વણીને જેટલું ભેગું કર્યું હતું તે સઘળું પુરૂં થયું. ભિક્ષાવૃત્તિ તેમનો ધર્મ નહોતો. હવે ખાવું તો લાવવું કયાંથી? ઉંછ અર્થાત વેરાયલા દાણા તો ત્યારેજ મળે કે જ્યારે ખેતરોમાં અનાજ પેદા થાય. બ્રાહ્મણને તપોનીષ્ઠ તથા ધર્મિષ્ટ જાણી લોક અન્નપાન પહોંચાડવા લાગ્યા. તો પણ યથાસમય આહાર ન મળવાથી સઘળું કુટુમ્બ ભુખે મરવા લાગ્યું. આવા સંકટમાં પણ બ્રાહ્મણે જેમ તેમ કરી વખત ગાળ્યો, પરન્તુ પોતાના કર્તવ્યમાં તલ માત્ર પણ ફેર પડવા દીધો નહીં. સંસારમાં બહુધા જોવામાં આવે છે કે દુઃખે પડવાથી મોટા મોટા પણ ધૈર્ય છોડી દે છે, ભાર્યા પેટની લહાયથી સ્વેચ્છાચારીણી થઇ જાય છે, પુત્ર પુત્રી પોત પોતાનો રસ્તો પકડે છે અને ઘણી માતાઓ ભુખથી કંટાળી પોતાની આંખનો તારો, અને પ્રાણથી પણ પ્યારા પુત્રને વેચી અથવા માર્ગમાં પટકી આત્મ હત્યા કરે છે. સાચું કહ્યું છે કેઃ—

'वासुदेव ! जरा कष्टं कष्टं निर्धनजीवनम् ।
पुत्रशोकं महाकष्टं कष्टात्कष्टतरं क्षुधा ॥'

અર્થાત હે કૃષ્ણ ! પહેલાંતો ઘડપણજ દુઃખદાયક છે, અનન્તર નીર્ધન જીવન દુખમય છે, છુટી ગયલા પુત્રનું સ્મરણ પણ શોકજનક હોય છે પરન્તુ સૌથી અધિક ભુખનું કષ્ટ છે. ગાંધારીએ સો પુત્રનું મરણ જોયું તો પણ ભૂખથી વ્યાકુળ થઇ ભોજનનો ઉપાય કર્યો હતો તો પછી એ બ્રાહ્મણનું કુટુમ્બ વીચળ થઇ જાય તો શી નવાઈ ? પરંતુ નહીં 'न्यायात् पथः प्रविचलन्ति पदं न धीराः' બ્રાહ્મણ તથા તેનું કુટુમ્બ પોતાના નીયમ પર કાયમ રહ્યું. જો કે બ્રાહ્મણ તથા બ્રાહ્મણી ક્ષુધાને કારણ ઠુંઠવાઈ ગયા હતા પરંતુ બન્નેના આત્મા બળવાન હતા એટલે પોતાના વ્રતથી જરા પણ નહીં હઠયા.

એવીજ રીતે પુત્રે તથા પુત્રવધુએ પણ મર્યાદા રાખી. આવા ભુખમરામાં એક દીવસ બ્રાહ્મણને એક શેર જવ કોઇ જગાએથી મળયા તેને ખંડાવી બધાને સરખે ભાગે વહેંચી દીધા.

સંધ્યા અગ્નિહોત્ર કરી બ્રાહ્મણ ભોજન કરવાની તૈયારી કરતો હતો એટલામાં કોઇએ બહારનું બારણું ઠોક્યું. બારણું ઉઘાડી જોયું તો કોઇ અતિથિ અભ્યાગત દ્વાર પર ઉભેલો દીઠો. એવા વખતે કોઇ બીજો શ્રીમંત અથવા નીર્ધન હતે તો ક્રોધમાં આવી જતે અને બારણું ઉઘાડતે નહીં. પ્રત્યુત કપોતી અતિથિને જોઇ પ્રસન્ન થયો

ત્યારે ઘણા હેતથી બારણું ઉઘાડયું અને અતિથિને અંદર લઈ જઇ, તેની પુજા કરી ભોજનને વાસ્તે પ્રાર્થના કરી. અતિથિના આવવાથી સઘળો પરીવાર છ દીવસનો ભુખ્યો જમતાં અટકયો કારણકે આર્ય ધર્મશાસ્ત્રની એજ મર્યાદા છે કે અભ્યાગતને જમાડયા પછી ઘરના માણસ ભોજન કરે. કપોતીએ પોતાનો ૦ા શેર ભાગ અતીથીને પીરસી દીધો. અતીથી મુકતાંની સાથેજ ચટ કરી ગયો, અને પેટ તો ભરાયુંજ નહીં, અતીથીની વધારે ભોજન માટે આકાંક્ષા જોઇ બ્રાહ્મણ વિચારમાં પડી ગયો કે હવે કેવી રીતે આ-પવું કે અતીથી તૃપ્ત થાય. કપોતીને ચિન્તાતુર જોઈ તે ની પત્નીએ કહ્યું કે 'પ્રાણનાથ, ચિન્તા શું કામ કરો છો?' આ લો, મારો ભાગ, એ પણ આપી દો. બ્રહ્મણ જાણતો હતો કે બ્રાહ્મણી છ દીવસથી ભુખી છે એટલા માટે તેણે કહ્યું કે 'પ્રીયે! એક તો તું વૃદ્ધ, અને તેમાં વળી સંકટ! અન્ન વગર તું દુર્બળ થઇ ગઇ છે, તારા ચહેરા પર શ્રમ તથા ગ્લાની દેખાય છે, માંસ તો તારા શરીરમાં છે નહીં, કેવળ હાડકાંજ રહેલાં છે, ઉઠતાં બેસતાં તું કાંપે છે એટલે તારો ભાગ આપતાં મને ખેદ થાય છે." એ સાંભળી ઘરડી તપસ્વીની બ્રાહ્મણીએ ઉત્તર આપ્યો કે 'હે દ્વિજશ્રેષ્ઠ! મારો તથા આપનો ધર્મમાં પણ સંબંધ છે. સ્ત્રીનું વ્રત, સ્ત્રી ધર્મ, પતીને આધીન છે. પતીનાજ

પ્રેમ પ્રસાદ વડે સ્ત્રીને સુખ તથા પુત્રનો લાભ થાય છે. મારૂં આપ પાલન કરો છો એટલે મારા પતી, ભરણ કરો છો એટલે ભર્તા અને પુત્રદાનથી વરદાયી છો, એટલા માટે કૃપા કરીને આ મારો ભાગ પણ અતીથીને અર્પણ કરો. અભ્યાગત સદગ્રહુસ્થ ઘેરથી અસંતુષ્ટ પાછો ફરે એ પણ શાસ્ત્ર વિરૂદ્ધ છે. એટલે મારા જીવન મરણનો વીચાર ત્યાગી પ્રથમ અતીથીને તૃપ્ત કરો." વસ્તુતઃ બ્રહ્મણીનો ઉત્તર ધરમાનુસારજ હતો એટલે બ્રાહ્મણને પુનરૂક્તિ કરવાનો અવકાશ નહોતો, ધર્મમાં સ્ત્રી અને પુરૂષનો ભાગ છે એ વાત તદ્દન સાચી છે અને તેથીજ સ્ત્રીને અર્ધાંગિની કહે છે. લગ્ન સમયે વૈદિક પદ્ધતિ અનુસાર હોમાગ્નિ પાસે ગુરૂ, પુરોહિત અને પિતાની સન્મુખ બેસી સ્ત્રી પુરૂષ એજ પ્રતિજ્ઞા કરે છે કેઃ

ॐ समंजन्तु विश्वेदेवाः समापो हृदयानि ।
तं मातरिश्वा संधाता समुद्देष्ट्री दधातुनौ ॥

અર્થાત્ અમે બન્ને એક બીજાને સંતોષ આપી કાર્ય કરીશું અને ધર્મના કામોમાં સમાન ભાગ લઇશું. બ્રાહ્મણે પોતાનો ભાગ અતીથીને જમાડી દીધો એટલે નિયમાનુસાર તે છ દીવસ સુધી ભોજન કરી શકયો નહીં. પાત તો ભુખથી વ્યાકુળ રહે અને સ્ત્રી પેટ ભરી સુખની ઉંઘ કાઢે એ વાત પતીવ્રતા બ્રાહ્મણીને કેવી રીતે રૂચે ?

તેણે પોતાનો ભાગ પણ અતીથીને આપી દીધો. પણ એટલાથી પણ અતિથીનું ઉદર ભરાયું નહીં. ત્યારે તો બ્રાહ્મણ તથા બ્રાહ્મણી બન્ને વિચારમાં પડી ગયા અને માતા પીતાને વીચારમાં મગ્ન જોઈ પીતૃભકત પુત્ર પણ પોતાનો ભાગ આપવા લાગ્યો. તેણે વીચાર્યું કે મારો જીવ જાય તો ફીકર નહીં પરન્તુ પતિનુ વ્રત કાયમ રાખવું જોઇએ એમ વિચારી તે કહેવા લાગ્યો કે "પીતાજી! આ મારા ભાગના જવ પણ અતીથી મહારાજને અર્પણ કરી દો કારણ કે એમાંજ મારૂં કલ્યાણ છે. આ શરીર આપનુંજ છે. આપે મને પાળ્યો અને હમેશાં મારી રક્ષા કરી. વૃદ્ધ પીતાની આજ્ઞા પાળવી એ મને શ્રવણના દૃષ્ટાંત પરથી ખબર છે. પુત્રોનું પ્રયોજન એજ છે કે વૃદ્ધ માતા પીતાની સેવા કરે. માતાપીતાના જીવતાંજ તેમની સેવા કરવી એજ તેમનું શ્રાદ્ધ કહેવાય છે. પુત્ર રત્ન પુણ્ડલીક પણ એજ ઉપદેશ આપે છે પુત્રનાં એવાં મધુર તથા જ્ઞાન પૂર્ણ વચન સાંભળી પીતાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે વીચાર્યું કે આજ એ જમશે નહીં તો ૧૨ દીવસનો નકોડો અપવાસ થશે અને એવામાં કંઇ ખરાબ પરીણામ આવ્યું તો? હું તો કૃતઘ્નજ બનીશને? અને આ બ્રાહ્મણી કોનું મોં જોઇ દેહ ધારણ કરી શકશે? વૃદ્ધાવસ્થામાં એક માત્ર આંધળાની એજ લાકડી છે પુત્ર

વધુની જુવાનીને નદી પાર જવાને એજ હોડી છે અને આપણા વંશની ભાવી ઉન્નતીનો કેવળ એજ માર્ગ છે. પુત્રની એવી ખબર સાંભળી એની વહુ પણ પ્રાણ ત્યાગશે, સંસારમાં મારી ફજેતી થશે મારી આંખનો તારો મને છોડી જશે ? હાય ?! પીતાની આંખો સામે અંધારૂં છવાઈ ગયું. પુત્ર વિયોગની વાર્તાથી તે એકાએક ચમકી ઉઠયો આંખો ઉઘાડી જોયું તો પુત્ર જવ લઈ સામેજ હાથ જોડી ઉભો છે. પુત્રને આરોગ્ય જોઇ પિતાને જરા ધૈય આવ્યું અને જ્ઞાનનું તેજ પાછું તેના હૃદયમાં ચમકવા લાગ્યું. જ્ઞાનીઓ પણ અજ્ઞાની થઇ જાય છે પરંતુ ક્ષણમાં પાછા સાવધાન થઈ જાય છે કારણ કે એમનો આત્મા બળવાન હોય છે, એવા ઉચ્ચ પ્રકારની આત્મોન્નતિ ભારત વર્ષમાં પૂર્વકાળમાં જોવામાં આવતી હતી એટલા માટેજ રામચંદ્રે દેશ રાજ્ય છોડી વનરાજ્ય ગ્રહણ કર્યું. લક્ષ્મણ ભ્રાતા પણ એમની સાથેજ ગયા હરીશ્ચંદ્ર પણ સત્યને કારણ પોતાની પ્રિય ભાર્યાને ત્યાગી તેનુંજ હનન કરવા તૈયાર થયા હતા. અસ્તુ. પિતાએ સાવધાન થઈ પુત્રને કહયું કે "બેટા! તારા ભુખ્યા રહેવાથી કુળનાશ થશે, અને આગામીની વૃદ્ધી અટકશે. બાળકોની ભુખ વધારે સખત હોય છે. હું તો ઘરડો છું એટલે મને તો ઝાઝી ભુખ નથી લાગતી. મને તો ભુખ તરસ

રોકવાનો અભ્યાસ થઇ ગયો છે અને તું છે એટલે મને મરવાની ફિકર નથી પીતાને એવા ધર્મ સંકટમાં પડેલો જોઇ પુત્ર કહેવા લાગ્યો કે,"પીતાજી ! હું તો તમારો આત્મા છું એટલે આત્મા વડેજ આત્માની રક્ષા કરવી જોઇએ 'उद्धरेदात्मनात्मनंम्' હવે પીતાના મનને સંતોષ વળ્યો કારણ કે ધર્મનો પ્રભાવ ઘણો હતો. દશરથે મોહ મમતા છોડી યજ્ઞની રક્ષાને માટે રામને વિશ્વામીત્રની સાથે મોકલી દીધા. અને આ તપસ્વીએ પોતાના વહાલા પુત્રનું બાર દીવસ સુધી ભૂખ્યા રહેવું સ્વીકાર્યું પરન્તુ અતીથીને સંતોષ આપવાનું ન ત્યાગ્યું, પુત્રનો ભાગ પણ અતિથીને સતર્પણ થયો. કોણ જાણે અતીથી કેટલા એક દીવસનો ભૂખ્યો હતો કે એ ભાગ પણ લુછી લુછીને ચટ કરી ગયો તોપણ એની ભુખ શાંત ન થઇ હવે શું પૂછવું ? પુત્ર તથા માતપીતા વ્યાકુળ હતાં કે હવે શું કરવું. એ વિચારમાંજ હતા કે પુત્રવહુ જવની પોટલી હાથમાં લઇ માથું તથા આંખ પૃથ્વીની તરફ રાખી ઉભી રહી. સસરાને આવા ધર્મીષ્ઠ જોઇ એ તપસ્વીની પુત્ર વધુ કેમ છાની રહી શકે ? તેણે પણ કહ્યું કે મારી પાસે પાશેર ભાગ છે તે આપ અતીથીને અર્પણ કરી સંતુષ્ટ રાખો ! પાઠક વિચાર કરી શકશે કે સાસુ સસરાના તથા પતીનાં હૃદય કેવાં પીગળી ગયાં હશે ? બ્રાહ્મણે આંસુ લાવી કહ્યું કે હું તારા ભાગને કેમ

રીતે ગ્રહણ કરૂં? એનો ઉત્તર આપતાં પુત્ર વધુએ કેવાં ધર્મના તથા મર્મ યુક્ત વચન કહ્યાં એ અમારી સઘળી બહેનોએ યાદ રાખવાં જોઇએ અને વિચારવું જોઇએ કે અમારામાં કેટલો ધર્મનો ભાવ છે અને અમે કયાં સુધી સાસુ સસરાની આજ્ઞા માની પતીના કહેવા પ્રમાણે ચાલીએ છીએ પુત્ર વધુ કહેવા લાગી કેઃ—

गुरोर्मम गुरुस्त्वं वै यतो देवतदैवतम् ।
देवातिदेवस्तस्मात्वं सक्तूनादत्स्वमे प्रभो ॥

અર્થાત મહારાજ! આપ મારા વડીલ છો એટલે મારો ધર્મ છે કે હું પણ આપના ચરણોમાંજ રહું.' પીતાએ કહ્યું કે 'ધન્ય છે! તને ધર્મ પ્રિય છે એટલે તારા સકતુને સ્વીકારૂં છુ'' એમ કહી એનો પણ ભાગ લઇ અતીથીને આપ્યો જેને ભક્ષણ કરી સંતોષપામી આશીર્વાદ આપતો વીદાય થયો. ખરેખર જોતાં આ સંકટ નથી પણ પરીક્ષા છે. બ્રાહ્મણ કુળની કેવી ઉન્નતી થઇ એનું પાઠક વર્ગ અનુમાન કરી શકશે.

ધર્મ રક્ષા કરવામાં પ્રાણ પણ આપવો પડે તો પાછા પગ નહીં કરવા એવીજ શિક્ષા અમારા પૂર્વજો આપી ગયા છે.



# રત્ન ૨૫ મું.

## ધાર્મિક રાજ્ય.




ક મુસલમાન પાદશાહે એક વખત હીન્દના એક દક્ષિણી રાજ્ય ઉપર ચઢાઇ કરી. શહેરના મોટા દરવાજા પર જઇ પોતાના એક દૂતને સંદેશો આપ્યો કે રાજાને જઇને કહો કે તું તારૂં રાજ્ય મને સોંપી દે નહીંતો મારી સાથે યુદ્ધને માટે તૈયાર થઈ જા. રાજાએ એ સંદેશો સાંભળી દૂતની સાથે કહેવડાવ્યું કે 'હું મારા પોતાના સુખને માટે રાજ્ય નથી કરતો પરન્તુ લોકોના સુખને માટે મારા રાજ્યમાં સઘળાં કામો ધર્મને અનુસરીને થાય છે. જેવી રીતે હમણાં રાજ્ય ચાલે છે તેવીજ રીતે તમારો બાદશાહ રાજ્ય ચલાવવા તૈયાર હોય તો હું રાજ્યને છોડવા તૈયાર છું. હું લડાઈ કરી માણુસોના વધ નથી કરવા માંગતો. દૂત જઇ સમ્પુર્ણ વૃત્તાન્ત બાદશાહને કહી સંભળાવ્યું. બાદશાહે જયારે આવો ન્યાય પૂર્ણ ઉત્તર સાંભળ્યો ત્યારે અત્યંત પ્રસન્ન થઇ તે પોતેજ રાજાની સભામાં આવ્યો. રાજદરબાર ભરાયો હતો અને એ ખેડુતોનો કેસ ચાલતો હતો. કેસની તફસીલ નીચે પ્રમાણે હતી.

એક ખેડુતે એક બીજા ખેડુતને પોતાની થોડીએક જમીન વેચી હતી. ખેડતાં ખેડતાં આ બીજા ખેડુતને એક મોટો ખજાનો જડી આવ્યો. જેણે જમીન ખરીદી હતી તેણે જઇને પેલા ખેડુતને કહ્યું કે ભાઇ! તમારી જમીનમાં એક ખજાનો નીકળ્યો છે અને તે તમારોજ છે, તમે આવીને લઇ જાઓ કારણકે અમે તો કેવળ જમીનજ ખરીદી હતી. નહીં કે ખજાનો. વેચનાર ખેડુત કહેતો હતો કે વેચતાં પહેલાં જો ખજાનો નીકળતે તો તે મારો હતોજ પણ તમને જયારે જમીનજ વેચી દીધી તો પછી તે ખજાનો તમારોજ થયો: રાજાએ બંને વાદી પ્રતિવાદી ઓના કેસનો એવો ચુકાદો આપ્યો કે તમારા બંનેમાંથી જેને છોકરો હોય તે પોતાના છોકરાનાં બીજાની છોકરીની સાથે લગન કરી એ ખજાનો છોકરા છોકરીને આપી દેવો બાદશાહ એવો ન્યાય જોઇ દંગ થયો રાજાએ બાદશાહને પૂછયું કે " કેમ કેવો ન્યાય થયો છે?"

બાદશાહે કહ્યું કે 'એ તો બહુ કઢંગો ન્યાય કહેવાય' ત્યારે તો રાજાએ કહ્યું કે' કહો! તમે કેવી રીતે આનો નિર્ણય કરતે?' બાદશાહે કહ્યું કે 'હું તો બન્નેને કેદખાનામાં મોકલી બધો ખજાનો મારા ખજાનામાં મોકલાવી દે તે!' એ સાંભળી રાજાએ પુછયું કે' બતાવો, એ આપના રાજ્યમાં પાણી વરસે છે? શિયાળો, ઉનાળો. ચોમાસું ઇત્યાદી ઋતુઓ

પોતપોતાને સમયે આવે છે? અનાજ પેદા થાય છે?" બાદશાહે કહ્યું 'હાં બધુંએ થાય છે. ફરી રાજાએ પુછ્યું' કે 'આપના રાજ્યમાં કેવળ મનુષ્યજ રહે છે કે પશુ પક્ષી પણ?" બાદશાહે કહ્યું સઘળા જીવ રહે છે." ત્યારે રાજાએ કટાક્ષ કર્યો કે ત્યારે તો ત્યાં પશુ પક્ષીઓનાં ભાગ્ય વડે વખતે વર્ષા તથા ઋતુઓ આવતી હશે 'यथा राजा तथा प्रजा' ને અનુસરીને તો આપની પ્રજા પણ આપના જેવીજ હોવી જોઇએ એટલા માટે મનુષ્યોના નસીબે તો ત્યાં વર્ષા શરદી, ગરમી, અન્ન વિગેરે થાય એવી આશા લાગતી નથી.

રાજા બાદળ સમાન છે. લે છે તે આપવા માટેજ. ધર્મનું રાજ્ય હાલ કવચિતજ જોવામાં આવે છે. ધાર્મિક રાજાઓનો ભારત વર્ષમાં બિલકુલ લોપ થઈ ગયો છે અને તેથ જ હિન્દની પડતી ( લોકો કહે કે ચઢતી ) જોવામાં આવે છે.



# રત્ન ૨૬ મુ.



## અહિંસા.



જે વખતે મહારાણી કુન્તી દુઃશાસનના અત્યાચારથી ત્રાસ પામી પોતાના પાંચે પુત્રોને લઈ રાજા વિરાટને ત્યાં જઇ રહી હતી તે વખતે તે ગામમાં એક દૈત્ય એવો પજવતો કે તેણે ગામનાં ગામ નાશ કરી દીધાં હતાં. આ ઉપદ્રવ જોઇ ગામના લોકોએ એની સાથે એવો કરાર કર્યો હતો કે 'અમારામાંથી એક માણુસ રોજ આપની પાસે આવશે પરન્તુ એવો ઉપદ્રવ નહીં કરવો જોઇએ કે એકજ દિવસમાં ગામનાં ગામ નાશ કરી નાંખો." ગામવાળાઓએ પોત પોતાનો વારો બાંધી દીધો હતો. એક દિવસ એક ઘરડી ડોશીના એકના એક દીકરાનો વારો આવ્યો. મહારાણી કુન્તી તેજ દિવસે તે ડોશીને ત્યાં કંઈ કારણુસર ગઇ હતી. ડોશીમાંને રડતાં જોઈ પુછયું તો જણાયું કે તેનો એકજ છોકરો હતો અને તે પણુ આજે દૈત્યનો ભોગ થવાનો હતો. મહારાણી કુન્તીએ ડોસીને દિલાસો આપી જણાવ્યું કે "તમારે તો એકજ છોકરો છે અને મારે તો

પાંચ છે. આજે તમારા દીકરાને બદલે હું મારો એક દીકરો મોકલી દઈશ. તમે શું કામ વીલાપ કરો છો ?' ડોસીમાંને વિશ્વાસ નહીં આવ્યો કારણકે એવું તે કોણ હશે કે જે બીજાનાં છોકરાં માટે પોતાનાં વ્હાલાં છોકરાંનો વધ કરાવે ? ડોશીમાં એજ વિચારમાં ગરક થઇ હતી એટલામાં તો મહારાણી કુન્તીએ પોતાના પાંચે વીરોને બોલાવી સઘળું કહ્યું. પાંચે જણા એમ જાણીને કે એતો માતાનો હુકમ છે એટલે દરેક જણ કહેવા લાગ્યો કે 'હું જાઉં છું, નહીં, હું જાઉં છું.' મહારાણી કુન્તીએ ભીમને આજ્ઞા આપી કે 'જાઓ બેટા,! નિર્ભય થાઓ !' માતાનાં આવાં ઉલ્લાસ ભરેલાં વચન સાંભળી ભીમરાજ ગદા લઇ બે કલાક પહેલાંજ ત્યાં જઈ બિરાજ્યા.

ગામવાળાઓનો એક એવો પણ નિયમ હતો કે દૈત્યની પુજાને વાસ્તે કેટલાક પુરૂષો તથા સ્ત્રીઓ ઘી, ગોળ, પતાસાં, કંકુ ઇત્યાદિ લઇ દૈત્યની જગાએ પહેલાંજ જઈ બેસતા. ભીમ પણ ત્યાં પહોંચ્યા અને સર્વેને જોઈ પુછ્યું કે 'અહીં કેમ બેઠા છો ?' લોકોએ જવાબ આપ્યો. કે 'દૈત્યની પુજા કરવાને માટે અમે એકત્ર થયા છઇએ' ભીમ રાજાએ કહ્યું 'જુઓ હું તો તેનો ભોગ બનીને આજે આવ્યો છું તમે અહીંઆ વ્યર્થ બેસી રહ્યા છો ? આ બધો સામાન મને કેમ નથી ખવડાવી દેતા કે જ્યારે રાક્ષસ મને ખાશે ત્યારે એ બધો સામાન તેનાજ પેટમાં જશે

ગામવાળા જરા હસ્યા અને એમજ કર્યું. ભીમે સઘળું ખાઇ લીધું. જેવો રાક્ષસ આવ્યો તેવોજ ભીમે તેનો એક પગ એક હાથમાં અને બીજો પગ બીજા હાથમાં લઇ તેને ઉભોજ ચીરી નાંખ્યો, અને ગદા ઉપાડી ગર્જતો ગર્જતો માતાના ચરણોમાં પડી પ્રણામ કરી બોલ્યો કે 'માતા! રાક્ષસને તો મેં હમેશને માટે સુવાડી દીધો છે.' માતાએ આશીર્વાદ આપ્યો કે 'ધન્ય છે!' પરન્તુ ડોશીના મનમાં એવો શક આવ્યો કે ભીમ મોતથી ડરી પાછો નાસી આવ્યો છે એટલે રાક્ષસ હમણાંજ આવી મારા પુત્રને ખાઇ જશે. ત્યારે તો મહારાણી કુન્તીએ જરા ઉચ્ચ સ્વરથી કહ્યું કે 'ડોશીમાં' આવા આવા શું વિચાર કર્યા કરો છો? એ તો સિંહણના બેટા છે. જરાએ તો વિચારો કે જે બીજાના છોકરાને બદલે પોતાનાંજ છોકરાંને મોકલે એનો વાળ પણ વાંકો થઇ શકે?'

મુકાબલો કરો માતા કુન્તીનો આજની અજ્ઞાન માતાઓની સાથે! આજ કાલ પોતાનાં છોકરાંને બચાવવા બીજાના છોકરાંઓને જંતર મંતર કરી દુઃખ પહોંચાડવા યત્ન કરે છે. શોક! ભારતની માતાઓ તમે જાગૃત થાઓ તો ભારત જાગ્યું. જુઓ કુન્તી માતાએ કરી દેખાડ્યું તે. અને પોતાના બાળકોને ખોટી બીક નહીં દેખાડો કે મોટપણે તે બાયલાજ બની રહે.



# રત્ન ૨૭ મું.

## અહિંસા.



યુનાનના રાજાને ત્યાં એવો નિયમ હતો કે જો કોઈ મનુષ્ય મોટો ગુન્હો કરતો તો તેને એક પાંજરામાં પુરી દેવામાં આવતો અને સિંહને કેટલાક દિવસ સુધી ભુખ્યો રાખી તેની સામે પેલા અપરાધીને લાવી નાંખતા.

એક માણુસે એજ બાદશાહના રાજ્યમાં એક મોટો અપરાધ કર્યો અને સજાની બીકથી ન્હાસીને એક મોટા ભયંકર જંગલમાં જઈ સંતાયો. એજ જંગલમાં એક સિંહ રહેતો હતો જેના પગમાં એક સખત કાંટો વાગ્યો હતો જેથી એનો પગ પાકી ગયો હતો અને તેથી ઘણુંજ દુઃખી હતો. ગરીબડું મોં લઈ તે ધીમે ધીમે આ સંતાયલા માણુસની પાસે આવ્યો. માણુસે જાણ્યું કે લંગડાય છે એટલે એના પગમાં કંઈ હોવું જોઈએ એમ કહી એણે પગ ઉપાડી ભોંકાયલો કાંટો કાઢી નાંખ્યો. સિંહને એટલું સુખ થયું કે જાણે જીવમાં જીવ આવ્યો. સિંહ પુછડું હલાવતો હલાવતો એ માણુસની પાછળ પાછળ ફરવા લાગ્યો. એક વખતે એવું બન્યું કે અપરાધી પકડાઇ ગયો અને

એને બાદશાહની પાસે રજુ કરવામાં આવ્યો. બાદશાહે હુકમ આપ્યો કે જાઓ એક સિંહને જંગલમાંથી પકડી લાવો. દેવયોગે તેજસિંહ પકડાયો અને રાજાના નોકરોએ એને કેટલાક દિવસ સુધી ભુખ્યો રાખ્યો. મુકરર દિવસે અપરાધીને સિંહની સામે મૂકયો અને સિંહને પણ પાંજરામાંથી છુટો કર્યો. સિંહ ભયાનક નાદ કરતો એકદમ ધસ્યો પણ પાસે આવતાંજ અપરાધીને ઓળખી કાઢયો અને તરતજ પુછડું હલાવતો હલાવતો તેના પગલાં ચાટતો ગયો અને ગેલ કરવા મંડી ગયો. ધન્ય છે ઋષિ પતંજલી; આપે સાચું કહયું છે કેઃ— 'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः'



# રત્ન ૨૮ મું.

## હિમ્મત અને ધૃતિ.



એક વખત એક શિયાળે કોઇની પાસેથી સાંભળ્યું કે હિમ્તે મર્દા તો મદદે ખુદા. શિયાળે એ વાકયને પોતાનું આદર્શ બનાવી જેમાં તેમાં પોતાની સ્ત્રીને જયારે જરા પણ અડચણ આવી પડતી ત્યારે કહેતો કે હિમ્મતે મર્દા તો મદદે ખુદા. થોડા

દીવસ પછી એની સ્રી ગર્ભિણી થઈ શિયાળણીએ તેના પતીને કહ્યું હવે મને એવો જગામાં લઇ જાઓ કે જયાં હું નિર્વંઘ્નેે મારા બચ્ચાં જણું. શિયાળે શીયાળણીને એક સીંહની ગુફામાં જયાં સીંહે પોતાને માટે ઘાસ કુસ સારી રીતે પાથરેલું હતું ત્યાં લઈ ગયો અને કહ્યુ કે આ જગા બહુ સારી છે એટલે તું અહીંજ પ્રસવ કર. કેટલાએક દીવસ સુધી તે ત્યાં ન આવ્યો. શીયાળણીએ તો બચ્ચાં જણ્યાં એક દીવસ શીયાળ શીયાળણી બચ્ચાંઓની પાસે બેઠા બેઠા વાત કરતા હતા એટલામાં સીંહ સપાટાબંધ આવતો દીઠો. શીયાળે દુરથી સીંહને આવતો જોઈ કહયું કે બસ હવે તો બચ્ચાં ઉપાડ જલદી જલદી નાસી જઇએ. શિયાળણીએ કહયું કેમ આજ પેલું તમારૂં હીમ્મતે મર્દા તો મદદે ખુદા' કયાં છે? શીયાળ ઘણો શરમાયો અને વીચારીને બન્ને પાછલા પગ ઉપર ઉભો થઇ ગયો. સીંહ એને જોઈ ચકિત થઇ ગયો કે રાત ને દિવસ હું જંગલમાં રહું છું તો પણ આવું જાનવર મેં આજ સુધી જોયું નથી એટલામાં શિયાળે શિયાળણીને કહ્યું કે અરેવનકુકડી. શીયાળણીને જવાબ આપ્યો કે કહો સર્વ જગના વૈરી. એ શબ્દ સાંભળી સીંહના તો છેડા છુટી ગયા અને તે વીચારમાં પડી ગયો કે સર્વ જગતમાં હું પણ છું અને કોઇ ઘણોજ બળવાન જીવ છે એવું સમજી સીંહ ત્યાંથી નાસી ગયો શીયાળની

સામે આવી સીંહ નાસો જાય એ એક અદ્દત દૃશ્ય જોઈ વનવાસી પશુ પક્ષીને આશ્ચર્ય થયું કે આજે ગજબ છે કે શીયાળોની સામેથી પણ સીંહ નાસી જવા માંડયા. એક વાંદરો ઝાડ ઉપર બેસી એ સઘળું જોતો હતો. તે સીંહની પાસે જઇ કહેવા લાગ્યો કે મહારાજ ! એ તો પાછલા પગ ઉપર ઉભો થયો હતો આપ ચાલ્યો નહીં તો હમણા નાશી જશે; ઘણું સમજાવવાથી સીંહ કબુલ થયો અને વાંદરાને કહયું કે તું આગળ ચાલે તો હું ચાલું. વાંદરો તો પહેલાંથીજ જાણતો હતો કે એ શીયાળ છે એટલે તે નિર્ભય થઇ આગળ આગળ ચાલવા લાગ્યો. શીયાળે જાણ્યું કે આ વાંદરો હવે જીવ લેવડાવશે પરન્તુ પોતાનુ વાકય યાદ રાખી પાછો ઉભો થયો વાંદરો અને સીંહ પાસે આવ્યા ત્યારે શીયાળ પોતાની વહુને કહે છે કે અરીકે વન કુકડી શીયાળણીએ ઉત્તર આપ્યો કેમ કહો સર્વ જગતના વૈરી ! શીયાળે પુછયું તારા બચ્ચાં કેમ રડે છે? શીયાળણી કહયું કે મારા બચ્ચાંને સીંહ ખાવા જોઇએ છે. વનરાજ સીંહ એ સાંભળી છક થઈ ગયો અને તરતજ ત્યાંથી પલાયન થઈ ગયો વાંદરો આ દશા જોઇ તાજુબ હતો કે સીંહ શીયાળની સામેથી નાસી જાય તો પછી અમારી શી દશા! વાંદરો પાછો સીંહની પાછળ પાછળ દોડયો અને જઇને કહયું કે મહારાજ આપ નાહકમાં ચાલ્યા જાઓ છો

શીયાળ તો આપના જવાથીજ ચાલ્યો જશે. સીંહે શંકા લાવી પુછયું કે ભાઇ એમ હોવાથી કોઇ દિવસ શીયાળના બચ્ચાં સીંહને પણ ખાવા માંગે છે. વાંદરાએ કહયું મહા-રાજ એનેજ શીયાળ કહે છે એતો મહા લુચ્ચું હોય છે; વાંદરાએ સિંહને બહુ સમજાવ્યો ત્યારે સિંહે કહયું કે ના ભાઇ! હવે તો હું એજ વખતે આવીશ કે જયારે મારી પુંછડી તું તારી પુછડીની સાથે બાંધે. તું જાતનો વાંદરો એટલે મૂળથીજ ચપળ. તારૂં શું ઠેકાણું! વખતે ત્યાં મને મોતના મ્હોંમાં નાંખી તું નાસી જાય! વાંદરો તો જાણુતોજ હતો એટલે અંતે તો ભય હતોજ નહીં એટલે બંનેએ એક બીજાની પુંછડીઓ બાંધી અને પાછા ગુફા તરફ આવ્યા. શિયાળે જયારે આ દ્રશ્ય જોયું તો નિશ્ચયપર આવ્યું કે હવે તો છુટકારો નથી પ્રાણ જરૂર જશે, હવે બચવાના નથી. પણ પોતાનું વાકય સ્મરણ કરી પાછો પાછલા પગ ઉપર ઉભો થયો શિયાળે કહયું અરી વન કુકડી! શિયાળણીએ કહયું કેમ સર્વ જગતના વૈરી! શિયાળે પાછું પૂછયું અરે તારાં બચ્ચાં કેમ રડે છે? શિયાળીએ ઠાવકાશથી ઉત્તર આપ્યો કે મારા બચ્યાં તો સિંહને ખાવાને માંગે છે! ત્યારે શિયાળે કહયું પણ આટલો બધો ગુસ્સો કેમ કરે છે? શિયાળણીએ કહયું કે એટલા માટેજકે વાંદરાને કહી મોકલ્યો હતો કે બે સિંહ

લઇ આવજે તે એક તો મોડો આવ્યો અને બેને બદલે એકજ સિંહ પુછડીએ બાંધી લઇ આવ્યો છે! સિંહ ગભરાયો કે હવે તો આપણે બચવાના નથી, આ વાંદરો ઘણો લુચ્ચો છે. એમ વિચારી વાદરાની પુછડી પણ ઉખેડી પોતે નાસી ગયો.

મનુષ્યે આપત્તિમાં ધૈર્ય નહીં છોડી દેવું જોઇએ કારણકેઃ—

त्याज्यं न धैर्यं विधुरेपि काले
धैर्यात्कदांचित्स्थि तिमाप्नुयात्स ।
यथा समुद्रेपि पोत भंगे ।
सांयात्रिको वांछति तर्तुमेव ॥

અર્થાત્ વિપત્તિમાં ધૈર્યનો ત્યાગ નહીં કરવો જોઇએ. કારણકે ધૈર્ય હશે તો વખતે સ્થિતિ પ્રાપ્ત થઇ જાય જેવી રીતે કે સમુદ્રમાં વહાણ ડુબવાનો વખત આવે છે ત્યારે ઉદ્યોગ કરવાથી માણસ બચી જાય છે.

# રત્ન ૨૯ મું.



## ક્ષમા.




ક રામનાથ નામે સાધુ બ્રાહ્મણ અત્યન્ત સદાચારી બાળબચ્ચાં વાળો અને ઘણો ધનાઢ્ય કોઈ એક ગામમાં રહેતો હતો. એના ઘરનીજ આસપાસ અને પડોશમાં બેચાર નીચ પ્રતીષ્ટાવાળા માણુસ રહેતા જે હંમેશાં એનું ધન તથા એની કીર્તિ જોઇ બળ્યા કરતા હતા. એ દુષ્ટ હમેશા એજ વીચારમાં મંડી રહેતા કે ગમે તેવા રીતે રામનાથને દુઃખ પહોચાડવું અને કોઇ કોઇ વખતે પોતાની ઇચ્છા પૂર્ણ પણ કરી લેતા. વીશેષ કયાં સુધી વર્ણન કરીએ! બીચારા રામનાથની એવી દશા હતી જેવા રીતે લંકામાં રહી વિભીષણે હનુમાનને કહયું હતું કેઃ—

सुनहु पवन सुत रहनि हमारी ।
जिमि दशनन विच जीभ विचारी ॥

એવી રીતે રામનાથ રહેતા. પેલા દુષ્ટ સદૈવ રામનાથ પર કડવા કડવાં વચન તથા ગાળોની વૃષ્ટી ચાલુજ રાખ-

તા અને કોઇ કોઇ વખતે તો એવું તોફાન કરતા હતા કે જેથા રામનાથ બોલે ને અમે એની પુરેપુરી ખબર લઇએ. પરન્તુ સાધુ રામનાથ જ્યારે પેલા દુષ્ટ ગાળો દે ત્યારે જવાબમાં કહેતા કેઃ—

ददतु ददतु गांली गालो मन्तो भवन्तो ।
वय मिह यद्भावाद गालीदानेऽसमर्थः ।
जगति विदितमेतद् दीयते विद्यमानं ।
न हि शशक विषाणं कोपि कस्मै ददाति ॥

આપ દો દો ગાળો દો આપ ગાળોથી ભરપુર છો મારી પાસે તો તે નથી તો હું કયાંથી આપું? સંસારમાં તમે જાણો છો કે જે ચીજ મળી શકે તે બીજાને અપાય છે, નહીં હોય તો ક્યાંથી આપે, કોણ સસલાનું સીંગડું લાવી આપે છે! પરન્તુ પેલા દુષ્ટો તો એ કથનાનુસાર કેઃ—

मधुना निश्चये निंब निम्बः किं मधुरायते ।
जाति स्वभा वशेषोऽयं कटुकत्वं न मुञ्चति ॥

અર્થાત્ લીમડાને ઘી ગોળ તથા મધથી સીંચો તો પણ કડવાશ જતી નથી તેવીજ રીતે સ્વભાવજ પડી ગયો હોય તો તે સહેલાઇથી છુટી શકતો નથી, એવાજ હતા. તેમણે કેટલીએક વખત ચોરોની સાથે મળી રામનાથને ત્યાં ચોરી પણ કરાવી હતી. પરન્તુ મારા પ્રીય પાઠક જાણે છે કે ક્ષમા રહિત પુરૂષોનો સ્વભાવ એક વાડકામાં

પાણીની માફક હોય છે કે જેમાં જરા કંઇ થાય કે તરત પાણી નીચે ઢોળાય છે. પણ ક્ષમાવાન પુરૂષોનો સ્વભાવ એક સમુદ્રની માફક હોય છે કે જેમાં પહાડ પણ આવી પડે તો પણ કાંઈ જાતનો વિક્ષોભ નથી થતો; વળી જેવી રીતે ગજરાજ (હાથી) ની પાછળ કેટલાં પણ કુતરાં ભસે તો પણ હાથીનું શું બગડે છે ? આખરે સ્વર્ગ અને નરક તો અહીંજ છે. પેલા દુષ્ટોનાં દુષ્ટ કર્મોએ તેમને એવી દરિદ્રતામાં નાંખ્યા કે ભરણ પોષણના પણ ફાંફાં પડવા લાગ્યા એમની એ દશા જોઇ સાધુ રામનાથ કહેવા લાગ્યા કે એ પોતાની ટેક નથી છોડતા તો હું મારો ટેક કેમ છોડું. એ કહેતાંજ તેમને એક વાર્તા યાદ આવી કે એક મહાત્મા એક વખત નદીને કીનારે સ્નાન કરતા હતા. એકાએક એમની દૃષ્ટિ જળમાં એક વીછુની તરફ પડી. મહાત્મા એ હાથ વડે વીછું કાઢવા માંડયો પણ વીછું પોતાનાં સ્વભાવ પ્રમાણે મહાત્માના હાથ પર કરડયો. મહાત્માએ એને પછો પાણીમાં ફેંકી દીધો. એક બીજો બ્રાહ્મણ જે ત્યાં ઉભો ઉભો એ દ્રશ્ય જોતો હતો તે બોલી ઉઠયો કે મહાત્માજી એને જવાદો એ તો દુષ્ટ જીવ છે. ત્યારે મહાત્મા બોલ્યા કે ભાઇ એ પોતાની ટેક નથી છોડતો તો હું મારી ટેક કેમ છોડું! એવી રીતે કહી સાધુ રામનાથ તેમને ભોજન પુરૂં પાડવા લાગ્યો, બધાને થોડું થોડું ઘ

આપી વેપારે પણ વળગાડી દીધા તો પણ એ દુષ્ટોની ખોડ હજુ પણ ગઇ નહતી. એક દિવસ સાધુ રામનાથનો ૧૨ વરસનો છોકરો રમતાં રમતાં ગામની પાસેના જંગલમાં પહોંચ્યો. દુષ્ટ પાડોસીઓએ એને મારી એનાં ઘરેણાં કાઢી લીધાં. ઓચિંતાજ સાધુ રામનાથને સઘળી હકીકત મળી આવી ત્યારે તો પેલા દુષ્ટ રામનાથની શરણમાં આવી પડયા અને કહેવા લાગ્યા કે હવે એવું અમે નહીં કરીએ, અમે કર્યું તે બહુજ ખોટું કર્યું છે. આ વખતે આપ અમને માફ કરો. સાધુ રામનાથને તરત એક મહાત્માનું વચન યાદ આવ્યું કેઃ—

को हि तुलामधिरोहति शुचिना दुग्धेन सहज मधुरेण।
तप्तं विकृतं मथितं तथापि यत्स्नेहमुद्गिरति ॥

મધુર રસવાળા અને ઉજળા દૂધની સાથે કોણ બરાબરી કરી શકે? કોઇજ નહીં. કારણકે કોઇ એને કેટલું પણ તપાવે, અને દહીં બનાવી કેટલું પણ એનું મથન કરે તો પણ પ્રહારોને સહન કરીને પણ પ્રહાર કરનારાઓને સ્નેહ-ચિકાશ ઘી આપે છે. અર્થાત શત્રુઓને પણ પ્રેમ કરે છે. પરંતુ વિચાર કરો કે બધા દુષ્ટોએ આખી જીંદગી રામનાથને દુઃખ પહોંચાડયું પરંતુ રામનાથ તો હંમેશા એજ કહેતા રહયા કેઃ—

अतृणे पतितो वन्हिः स्वयमेवो पशाम्यति ।
क्षमा खड्ग करे यस्य दुर्जनः किं करिष्यति ॥



# રત્ન ૩૦ મું.



## મહાત્મા બુદ્ધ



મહાત્મા બુદ્ધને પૃથ્વી પર સઘળા જાણે છે. મહાત્મા બુદ્ધને એક માણસે આવી ઘણી ગાળો કહી સંભળાવી. મહાત્મા બુદ્ધ ગાળો સાંભળી કંઇ પણ બોલ્યા નહીં ત્યારે તો તે ભાઈસાહેબે બીજે દિવસે આવી બમણી ચોપડી. જ્યારે બીજે દિવસે પણ મહાત્મા કઇ બોલ્યા નહીં ત્યારે ત્રીજે દિવસે આવી ત્રણ ગણી ગાળો વરસાવી તોપણ મહાત્મા કંઈજ બોલ્યા નહીં. હવે તો સાહસ કરી પેલા માણસે ચોથે દિવસે પણ આવી ચાર ગણી ગાળો દઈ દીધી જ્યારે મહાત્મા ચોથા દિવસે પણ કંઈ નહીં બોલ્યા ત્યારે પેલો માણસ પાંચમે દિવસે આવી મહાત્મા બુદ્ધની સમક્ષ હાથ જોડી ચુપ ઉભો રહયો. મહાત્માએ પૂછયું કે કેમ બેટા! હજી પણ તારી પેટ રૂપી કોથળીમાં કંઇ બાકી છે હોય તો તે પણ ખાલી કરી દે. ત્યારે તેણે કહયું કે મારી પાસે જેટલું હતું તેટલું મેં સંભાળાવી દીધું પણ તાજુબ છું કે આટલી ગાળો દીધી છતાં પણ આપે કંઇ ઉત્તર

ન વાળ્યો. ત્યારે તો મહાત્માએ કહ્યું કે જવાબતો હું પછી આપીશ પણ પહેલાં મને મારા પ્રશ્નનો જવાબ આપો. એમ કહી મહાત્માએ ઘણીજ ગંભીરતાથી કહ્યું કે જો એક માણસ કોઈ બીજાની પાસે ભેટ લઈને જાયઅને તે સ્વીકારાય નહીં તો તે ભેટનો માલીક કોણ પેલા માણસે સત્વર જવાબ આપ્યો કે એમાંશું ? ભેટતો ત્યારે તેનીજ કહેવાય કે તે જેની હોય અથવા જે માણસ તેને લાવ્યો હોય. પેલો બીચારો નીચું મોઢું કરી ચાલતો થયો. ધર્મનું બીજું લક્ષણ ક્ષમા છે.

---

# રત્ન ૩૧ મું.

---

## દમન

એક દિવસ મહાત્મા જનકની પાસે એક બ્રાહ્મણ આવી કહેવા લાગ્યો કે મહારાજ આ પાપી ચંચળ મન અમને દરરોજ પોતાની જાળમાં સપડાવે છે. અમે ઘણું જોર લગાડીએ છીએ તો પણ પાપી અમને છોડતું નથી. એ સાંભળી રાજા જનકે એક વૃક્ષને જોરથી પકડી લીધું અને બોલ્યા કે જો આ ઝાડ મને છોડી દે તો હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું. બ્રાહ્મણ એ જોઇ ચકીત થયો કે આજ રાજા જનક છે જે બ્રહ્મવિદ્યા

ના જ્ઞાનને માટે આટલા વખણાય છે ? એક વૃક્ષને પકડીને કહે છે કે આ ઝાડ મને છોડી દે તો હું તમાર પ્રશ્નનો ઉત્તર આપું અને કહેવા લાગ્યો કે મહારાજ ! જડ વૃક્ષ આપને શું પકડી શકે ? આપે પોતેજ એને પકડી રાખ્યું છે, આપ છોડી દો અને એની મેળે છુટી જશે. મહાત્મા જનકે કહયું કે તમને દૃઢ વિશ્વાસ છે કે ઝાડ એની મેળે છુટી જશે ? બ્રહ્મણે કહયું એતો પ્રત્યક્ષ છે કે આપ છોડી દો તો ઝાડ એની મેળે છુટી જશે. મહાત્મા જનકે કહ્યું બસ આ મન પણ એવીજ રીતે જડ છે; એ બીચારૂં ચેતન જીવાત્માને કેવી રીતે નચાવી શકે ? જેવી રીતે મેં આ ઝાડને પકડી રાખ્યું હતું તેવીજ રીતે તમે મનને પકડી રાખ્યું છે એ મનને તમે છોડો અને એની જાળમાં નહીં સપડાઓ તો મન કંઇ પણ કરી શકવાનું નથી. આ જડમનને તમે સુમાર્ગે દોરો કે કુમાર્ગે દોરો એ તમારે આધીન છે કારણ કે मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयो:' એ બધી કહેવાની વાતો છે કે મન બહુ ચંચળ છે કુમાર્ગે જાય છે, જીવ વિના તમારા મનમાં સંકલ્પ ઉઠી શકેજ નહીં.

મનુષ્યનું ડહાપણુ તથા મનુષ્યત્વ એમાંજ છે કે વિષયો ને પોતેજ ત્યાગી દે.

---

# રત્ન ૩૨ મું.



## એક મહાત્મા

એક મહાત્મા એક એવા નોકરની શોધમાં હતા કે જે પગાર લીધા વિનાજ એનું કામ કરે. જેણે શોધ્યું તેને જડયું એ કહેવત પ્રમાણે મહાત્માને નોકરતો મળ્યો પરંતુ સેવકે મહાત્માને કહયું કે આપે મને હંમેશાં અને હર ઘડી કામ બતાવતાં રહેવું. કોઇ પણ સમયે કે ઘડીએ આપે કામ નહીં બતાવ્યું તો હું આપને માર્યા શિવાય છોડવાનો નથી. મહાત્માજીએ માની લીધું. સેવકે કહ્યું કે મહારાજ હવે કામ બતાવો. મહાત્માએ આજ્ઞા કરી કે દિશાએ જવા લોટામાં પાણી લઈ આવ. સેવક લઈ આવ્યો મને કોગળા, દાતણ અને સ્નાન કરાવ. તેપણ કરાવ્યું. મહાત્માએ કહયું કે જા ત્યારે આ લંગોટી ધોઇ લાવ. લંગોટી ધોઈ સેવકે પુછ્યું. 'મહાત્માજી બીજું કામ?' મહાત્માએ કહ્યું 'હમણાં તો કંઈ બીજું કામ દેખાતું નથી.' મહાત્માનાએ શબ્દો સાંભળી નોકરે તો એક લાકડી ઉપાડી મહાત્માને બે ચાર ચોઢો દીધી. મહાત્મા તો બિચારા રડતા રડતા પૂજા પાઠ બધું મૂકી ન્હાસવા માંડયા. સેવક પણ લાકડી ઉપાડી પાછળ થયો.

થેડી દૂર ગયા કે મહાત્માને એક બીજા સાધુ પુરૂષ મળ્યા. મહાત્માએ સઘળું દુઃખ કહી સંભળાવ્યું. ત્યારે સાધુ બોલ્યા કે બસ, એટલાજ માટે આપ નાસી જાઓ છો. એનો તો ઘણોજ સહેલો ઉપાય છે. જુઓ, જ્યારે આપને ત્યાં કામ નહીં હોય તો નોકરને કહેવું કે 'જા, એક લાંબો વાંસ લઈ આવ,' વાંસ લઇ આવે ત્યારે કહેવું કે 'વાંસને જમીન ખોદીને ઉભો કર,' જ્યારે ઉભો કરે ત્યારે કહેવું કે જ્યાં સુધી બીજું કામ નહીં બતાવું ત્યાં સુધી આ વાંસ પર ચઢ ઉતર કર.' મહાત્માએ એમ કર્યું. સેવક ચાર પાંચ વાર ચઢયો અને ઉતર્યો અને આખરે થાકી મહાત્માને કહેવા લાગ્યો કે 'મહાત્માજી ! હવે તો માફ કરો, ચઢાતું ઉતરાતું નથી.' ત્યારે પેલો નોકર ઠેકાણે આવ્યો.

ખરેખર ! આ જીવાત્મારૂપી મહાત્માને એક વગર પગારનો મનરૂપી નોકર મળ્યો છે. પરન્તુ મને જીવાત્માની પાસે કરાર કરાવી લીધો હતો કે 'મને હમેશાં કામ બતાવતા રહેવું', અર્થાત સદૈવ કામે વળગાડી રાખજો નહીં તો પછી માર પડશે.' આપણામાં કહેવતો છે કે 'નવરા ડાફા ઉતરેડ ફોડે,' 'નવરો નખોદ વાળે' 'નવરો નાગર નિત્ય કરે, કે નિંદા કરે, 'નવરો બળદીઓ, મોચ ખુંદે,' 'નવરો બ્રાહ્મણ પાટલા પૂજે,' 'નવરો મહેતાજી પાટલા મુંડે' નવરો વાણીઓ કાટલાં સાંકે (જોખે)' ઈત્યાદિ ઇત્યાદિ સારાંશ એજ

કે મન જયારે જયારે ખલી કામ વગરનું (નવરૂં) પડે છે ત્યારે કાં તો ચાટવાનું મન થાય છે, હોટલમાં જવાનું મન થાય છે, તમાશો, નાટક ચેટક જોવાનું મન થાય છે; પરસ્રી ગમનની ઇચ્છા થાય છે વાતુલ: કુમાર્ગ તરફજ જશે અને જુવાત્માની (પીટીપીટીને) દુર્દશા કરશે. જીવાત્મા એવા મારથી વ્યાકુળ થઇ ગયો હતો એવામાં રૂષિ મહર્ષિઓએ ઉપદેશ આપ્યો કે 'प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य' ઇત્યાદિ સાધન દ્વારા શ્વાસ પ્રશ્વાસ રૂપવાંસ ઉભો કરી મન નવરૂં હોય ત્યારે એના ઉપર ચઢાવવું અને ઉતારવું. બસ ત્રણ ચાર વાર રોજ ભક્તિમાર્ગમાં જઇ પ્રાણાયામ દ્વારા મન શિથિલ થશે અને એની ચંચળતા પણ જતી રહેશે.



# રત્ન ૩૩મું.



## અસ્તેય.

अस्तेय प्रतिष्ठायां सर्वरत्नो परस्थानम् ।



એક બાળક હુમેશાં નિશાળે જતો હતો. એક દિવસ તે કોઇ બીજા નીશાળીઆની ચોપડી ચોરી લાવ્યો. તેની માએ તે ચોપડી વેચી તેને ફેરી લાવી આપી. એ ટેવ વધતાં વધતાં એટલે સુધી તો પહોંચી કે છોકરો ચોરોનો શિરોમણિ થઇ ગયો. એક દિવસ ચોરી કરતાં કોઈનું ખુન કરવાથી પકડાયો, અને રાજાની આજ્ઞા થઇ કે એને ફાંસીએ ચઢાવવો. છોકરાને ફાંસીએ ચઢતાં જોવાને આખા શહેરના લોકો એકત્ર થયા. એની મા પણ રડતી રડતી આવી પહોંચી. ફાંસી ચઢતી વખતે છોકરાએ માતાની સાથે વાત કરવાની રજા માંગી. રજા મળતાં માતાને પાસે બોલાવી કાનમાં વાત કહેવાને બહાને માના કાન આગળ મોં રાખી કાન કરડી ખાધો. મા એકદમ ગભરાઇ ગઇ અને દુઃખી થવા લાગી. સઘળા છોકરા એની આવી વર્તણુંક જોઇ દંગ થયા અને છોકરાને ધિક્કારવા લાગ્યા.

ત્યારે તે છોકરાએ મોટી બૂમ પાડી કહ્યું કે 'ભાઈઓ! તમે મને અત્યારે ધિક્કારો છો પણ મારી મા મને પ્રથમ ચોપડી ચોરતાં ન શિખવાડતે તો મારી અત્યારે આ વલે થતે નહીં. લોકો ચેતી ગયા અને તે દીવસે બધાએ પ્રતિજ્ઞા કરી કે ચોરી પછી ગમે તે પ્રકારની હોય તે હંમેશાં નિન્દનીય છે એટલે તે કરવી નહીં. ચોરી ત્રણ પ્રકારની હોય છે.(૨) કાયીક કોઇના પૂછયા વગર કોઈ ચીજ ઉપાડવી અને પોતાના ઉપયોગમાં લાવવી. (૨) માનસીક મનમાં કપટ રાખી કોઇને ઉંધુ ઉંધુ સમજાવવું (૩) આત્મિક પરમાત્માની ભક્તિમાં આળસ કરવું એ ત્રણે પ્રકારની ચોરીને માટે વિવીધ પ્રકારની સજા મળે છે. સરકારતો કેવળ કાયીક ચોરીનો દંડ આપી શકે પરન્તુ મોટી સરકાર બધી જાતની ચોરીની સજા આપે છે. જોતા નથી કે ભારત વર્ષમાં રોગ કેટલા વધી ગયા છે, અનાજ કેટલું બધું મોંઘું થઇ ગયું છે, મરણ સંખ્યા કેટલી વધી ગઇ છે અને જન્મ સંખ્યા કેટલી ઘટી ગઈ છે. હોટલો કેટલી વધી ગઇ છે અને લોકોના શરીર કેવાં દુર્બળ થઈ ગયાં છે? મનુષ્યચેતે તો હજી પણ અવસર છે નહીં તો પછી કુદરત (દૈવી શક્તી) પોતેજ એવાં એવાં સાધનો મોકલશે જેથી માણસે અત્યંત દુઃખી થઇ સુધરવું પડશે. માટે હમણાંજ ચેતો તો ઘણીજ સારી વાત છે.

---

# રત્ન ૩૪ મું



## શૌચ.

सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम्।
योऽर्थे शुचिः सशुचिः न मृद्वारि शुचिः शुचिः॥





એક ગામમાં બે સગા ભાઈ જુદા જુદા રહેતા હતા. તેમાંનો એક ભાઇ તો બાહેરની શુદ્ધી ઘણીજ સારી રીતે રાખતો અર્થાત દાતણ કરવું, સ્નાન ઈત્યાદી કરી સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવાં વીગેરે. જયાં બેસવાની જગા હતી તેને ઘણીજ સાફ રાખતો અને શરીરની અંદર પણ અર્થાત મનમાં પણ સ્વચ્છતાજ રાખતો એ કારણથી એની બુદ્ધી તીવ્ર બની અને કઠણમાં કઠણ વીષય પણ તે સહેલાઇથી સમજી શકતો. મોટા મોટા વીદ્વાનોમાં પણ તેનું સારૂં માન હતું. જયાં જયાં જતો ત્યાં સૌ આવકાર આપી બોલાવતા અને એનાથી પ્રસન્ન રહેતાં. બીજો ભાઈ ધનાઢય હતો પરન્તુ અત્યંત મલીન, દાતણ સ્નાન વીગેરે તો મહીનાના મહિના વીતી જતા તોપણ કરવાની પુરસદ નહોતી મળતી. મેઢામાંથી વાસ આવતી, શરીર તથા પગ મેલથી ફાટી ગયા હતા અને મેલાં તથા ફાટેલા વસ્ત્ર પહેરતો જેથી માખીઓને સારો ખોરાક મળતો. પેટમાં પણ કપટની તીજોરી અને હમેશાં

'मनस्यन्त् वचस्यन्यत् कर्मण्यन्त् दुरात्मनः' પ્રમાણેજ વર્તાવ કરતો. કોઈ એના પર વિશ્વાસ કરતું નહીં જેની પાસે સાક્ષાત પધારતા તે ઘણીજ તીરસ્કારની દ્રષ્ટીથી એના પર આક્રમણ કરતું. બુદ્ધીમાં પણ એ બુદ્ધજ હતો. નિશામાં તો રાત દીવસ પણ ઓછા પડતા અને એમની રહેવાની જગા પણ મેલી રાખતા જેથી વારંવાર મ્યુનીસીપાલીટીનો દણ્ડ ભરવો પડતો. સઘળા લોકોએ એની સાથે દરેક જાતનો વ્યવહાર બંધ કરી દીધો. આખરે ભાઇ સાહેબ એવી અવસ્થા ભોગવવા લાગ્યા કે પેટ સુધી આવી પહોંચી આ લોકમાં તો આવી દશા થઈ પરલોકની ખબર નથી પહેલો ભાઈ દરેક જગો વખણાતો એટલુંજ નહીં પણ અન્ય સ્થાનોમાં પણ એની પ્રતીષ્ટા બેસી ગઈ. એક વખત પોતાની બુદ્ધીથી એક રાજાનો પાસે પહોંચ્યો અને એને લઇ રાજા પણ પ્રસન્ન થયા. સમયના પ્રભાવે અને પોતાની બુદ્ધીના બળ વડે થોડા સમયમાં તે રાજાનો મંત્રી થયો. આખરે હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થવાથી રાજાની સેવ માંથી મુકત થઇ મોક્ષ સીદ્ધીમાં ગુંથાયો. આ વાર્તામાં છે તો કાંઇ નહીં પણ ખરૂં જોતાં ઘણુંજ તત્ત્વ સમાયલું છે. મનુષ્યોએ પોતાની જીંદગીમાં એકજ મોટું આદર્શ એ પણ રાખવનુ છે કે:—मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम' મન કર્મ અને વચનની એકતા થવી જોઇએ. 'ચોર પોતાનાં પગલાંથીજ ડરે છે' એટલે પછી નિર્ભયતા તો યાથાતથ્ય વ્યપારમાંજ છે.

---

# રત્ન ૩૫ મું.

## ગુરૂનાનક.



ગુરૂનાનકના નામથી હીંદુ માત્ર પરિચિત હોવા જોઈએ. એકલા હીંદુજ નહીં પરંતુ મુસલમાન પણ એમની ઘણી પ્રતિષ્ઠા કરે છે. ગુરૂનાનક સીખ ધર્મના પ્રવર્તક હતા. જે સીખ ધર્મે ભારતમાં આટલી નામના મેળવી છે તેનું પ્રથમ આવિષ્કરણ ગુરૂનાનકથીજ થયું હતું. એક વખત ગુરૂનાનક પોતાના શિષ્યોની સાથે ફરતા ફરતા એક ગામ પાસે આવી પહોંચ્યા. ગામના લોકોએ જ્યારે સાંભળ્યું કે મહાત્મા નાનક તથા તેમના શિષ્યો ગામની બહાર આવી પહોંચ્યા છે. ત્યારે તેમના આગેવાન તેજ ગામના બે શેઠીઆએ તેમને ભોજન ઇત્યાદીનું નિમંત્રણ આપવાનો વીચાર કર્યો. એક શેઠીઓ તો તરતજ વસ્ત્ર પહેરી મહાત્મા નાનકની પાસે પહોંચી ગયો અને ચરણોમાં પડી કહેવા લાગ્યો કે 'મહારાજ! આપ તથા આપના શિષ્યો કૃપા કરીને આજ મારે ત્યાં ભોજન કરવા પધારો!' ગુરૂનાનકે કંઇ ઉત્તર આપ્યો નહીં. ગુરૂનાનકે શેઠીઆના મુખપરથી એનું

અંદરનું હૃદય પણ જાણી લીધું. શેઠ ચુપચાપ ત્યાં બેસી ગયો. એટલામાં બીજો શેઠ સારાં સ્વચ્છ વસ્ત્ર પહેરી આવી પહોંચ્યો અને મહાત્માને નમન કરી બોલ્યો 'મહારાજ! આજે કૃપા કરીને મારે ત્યાં ભોજન સ્વીકારો!' ગુરૂનાનકે આ શેઠમાં અને પેલા શેઠમાં તરત અંતર ઓળખી કાઢયો અને ધીમે સ્વરે કહ્યું 'આજે હું તથા મારા શિષ્યો તમારે ત્યાં ભોજન કરવા આવીશું.' એ સાંભળી પેલો શેઠ જે અત્યાર સુધી ચુપ બેઠો હતો એકાએક બોલી ઉઠયો 'મહારાજ! મેં શું કર્યું છે કે આપે મારૂં નિમંત્રણ સ્વીકાર્યું નહીં!' ગુરૂનાનક તે વખતે કંઈજ બોલ્યા નહીં પરંતુ બન્નેને કહ્યું કે 'જાઓ બન્ને શેઠ પોત પોતાને ઘેરથી બબે રોટલી લઈ આવો પછી હું બતાવીશ કે આ પાછળથી આવેલા શેઠનું નિમંત્રણ શા માટે સ્વીકાર્યું અને તમારૂં નહીં.' તરત જઈ બન્ને સારી ઘઉની ચોપડેલી રોટલીઓ લઈ આવ્યા. ગુરૂનાનકે ડાબા હાથમાં બીજા શેઠની રોટલી લીધી જેનું નિમંત્રણ એણે નહોતું સ્વીકાર્યું અને બીજા હાથમાં બીજા શેઠની રોટલી લીધી. ડાબા હાથમાંની રોટલીને નીચોવી તો કહેવામાં આવે છે કે તેમાંથી લોહી નીકળ્યું અને જમણા હાથમાંની રોટલી નીચોવી ત્યારે દૂધ નીકળ્યું સર્વે શિષ્યો તથા શેઠીઆઓ જોઈને ચકિત થયા! ગુરૂનાનકે આનું કારણ દર્શાવતાં જણાવ્યું કે 'પહેલા

શેઠીઆની કમાણીમાં પ્રમાણીકપણું જરા પણ જોવામાં આવતું નથી. અવશ્ય એણે ગરીબ લોકોનાં ગળાં કાપી પૈસો ભેગો કર્યો છે! એટલા માટે હું એનું નીમંત્રણ સ્વીકારવાને સર્વથા અસમર્થ છું કારણ કે હરામના પૈસાથી દાન પુણ્ય પણ કર્યું હોય તો દાન નિષ્ફળ થાય છે અને દાન લેનારો દૂષિત ગણાય છે. ગમે તેટલું દાન કરો, પુણ્ય કરો તમારી કમાણી હરામની હશે, ગરીબોને રીબાવી રીબાવી ને પૈસા ભેગા કર્યા હશે, કે વેપારમાં છેતરીને ધન એકઠું કર્યું હશે તો યાદ રાખવું કે "દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં" ગમે તેટલા પૈસા વડે કેળવણી કે બીજા કાર્યમાં મદદ કરો પણ સઘળું નીષ્ફળજ! દરેક પોતાના મન સાથે વીચાર કરો કે મારી કમાણીમાં કેટલું સાચું ધન છે. એટલા માટેજ આ શેઠીઆની રોટલીમાંથી લોહી નીકળ્યું! આ બીજા શેઠીઆની રોટલીમાંથી દૂધ નીકળ્યું! એ સ્પષ્ટ બતાવે છે કે એ શેઠ કેટલા પ્રમાણિક છે. વળી બન્નેની મુખ આકૃતિ તરફ જુઓ કેટલો ફેર છે!!! એ શેઠના અંદર માનસિક પવિત્રતા છે. એ આ લોક તથા પરલોક બન્નેને ઓળખે છે અને પેલાને કેવળ ગમે તેવી રીતે ધન ભેગું કરતાંજ આવડે છે.!"

પ્રિય પાઠકગણ! તમે જોયું કે સાચી પવિત્રતા કોને કહે છે. ફાટેલાં મન તથા શરીર દુનીઆમાં કંઇજ કરી

શકતાં નથી. જ્ઞાનરૂપ તથા કર્મરૂપ દોરાથી તેમને સીવો. પવિત્ર રહો અને પછી જુઓ કે દેશ કઇ તરફ જાય છે. વ્રત કરો કે. अग्ने व्रतपते ! व्रतं चरिष्यामि तच्छकेयं तन्मेराध्यताम् । इदमहमनृतात्सत्यमुपैमि ॥



## રત્ન ૩૬ મુ.

### મહારાણી વિકટોરીઆ (ઇન્દ્રિય નિગ્રહ)



હારાણી વિકટોરીઆને બધા ઓળખે છે. એમનો સ્વભાવ કેવો ઉત્તમ પ્રકારનો હતો એ એના એક એક કર્મપરથી જણાઇ આવે છે. હીંદ પ્રત્યે એમની કેટલી લાગણી હતી તે એમના ૧૮૫૮ પહેલી નવેમ્બરના સોનેરી લેખ પરથી જણાય છે તેમણે જણાવ્યું હતું કેઃ—

(1) We hold ourselves bound to the Natives of our Indian territories by the same obligations of duty which bind us to all our other subjects, and these obligations by the blessings

of Almighty God, we shall conscientiously and faithfully fufil.

(2) And it is our further will that so far as may be our subjects of whatever race or creed by fully and impartially admitted to offices in our service, the duties of which they may be qualified by their education, ability and integrity duty to discharge.

(3) It is our earnest desire to stimulate the peaceful industry of India, to promote works of Public utiliy and improvement and to administer its Government for the benefit of all our subjects resident therein. In their prosperity will be our Strength, in their contentment our security and in their gratitude our best reward. And may God of all power grant to us and to those in authority under us strength to carry out these our wishes for the good of our people.

એક વખતે મહારાણી વીક્ટોરીઆ કંઇ કારણસર બહાર ગએલા હોવાથી તેમનો પતી કમાડ વાસી અંદર બેઠો હતો; એટલામાં મહારાણી આવી પહોંચ્યાં અને બા-

રણું ઠોકવા માંડયું. ઉપરથી પુછયું 'કોણ ?' મહારાણીએ કહ્યું કે 'હું, મહારાણી વિકટોરીઆ ઇંગ્લાંડની મહારાણી!' એમના પતિએ વિચાર્યું કે રાણીને જરા અભીમાન ચઢયું છે એટલે હમણાં બારણું ઉઘાડવું નહીં. મહારાણીના મનમાં કંઈ આવ્યું તેથી તે પાછી ચાલી ગઈ અને થોડી વાર રહી પાછી આવી અને બારણું ખખડાવવા લાગી. ઉપરથી પુછયું 'કોણ !!' મહારાણી વિકટોરીઆએ જવાબ આપ્યો 'એ તો હું આપની દાસી, ધર્મપત્ની' પતિ સમજયો કે હવે એને સમજ આવી છે એટલે એકદમ તેણે બારણું ઉઘાડયું અને મહારાણી અંદર દાખલ થયાં.

પહેલી વખતે જયારે મહારાણી આવ્યાં ત્યારે ગમે તેવી રીતે પોતાનો હુકમ ચલાવી બારણું ઉઘડાવતે પરન્તુ તેમને 'ઇન્દ્રિયનિગ્રહ' શું એ સારી રીતે ખબર હતી, નમ્રતા એ પણ એક સંસારમાં મોટું શસ્ત્ર છે, જેથી શત્રુ પણ વશ થાય છે.



# રત્ન ૩૭ મું.



એક કાદર નામનો મીયાં એક ગામમાં સહકુટુમ્બ પરિવાર રહેતો હતો. મીયાંજી સીમીન્ટ તથા સાધારણ કડીઆનું કામ જાણતા હતા તેમાં તેઃ શેખી એટલી કે આકાશ પણ એમની વાતોથી ઢંકાઇ જતું. એક દિવસ ચોમાસામાં મિયાંજીના મકાનમાં ફાટમાંથી ગળવા માંડ્યું. ત્યારે બીબીજીએ કહ્યું 'જરા ઇસ છેદ કો તો બંદ કર દીજીએ' મિયાંજીએ કહ્યું 'અરે બીબી! અભી ફુરસદ નહીં, જરા દેર જાઓ કર દેંગે. અભી કયા ગભરાટ હૈય?' એટલામાં મિયાંજીને કોઈ ઠેકાણેથી બોલાવવા આવ્યું. તંગડી પહેરી લાલ પઘડી ઓઢી મિયાંજી તો એક જુની કટાયલી છરી લઈ ચાલતા થયા. મિયાંજીની બીબી પણ છાનામાના પાછળ પાછળ જોવાને ચાલી કે દેખું તો મુઆ કયસે કારણ (સીમીન્ટ લગાડવું) કરતા હય. મિયાંજી ત્યાં પહોંચી છરીથી ખોદવા લાગ્યા અને સાથે સાથે મુછપર હાથ દઇ બોલતા જતા કે 'જલ બાધોં જલહરિ બાંધોં, બાંધો જલકી કાઇ.—જખે મીરાં સૈયદ બાંધું હનૂમાનકી દોહાઈ ઔર આકાશ બાંધું પાતાલ બાંધું દે તડાક છુ' એટલામાં

બીબીએ ધીમે ધીમે પાછળથી આવી એક તમાચો ચોઢી તડાક કરી અને કહ્યું 'મુઆ, યહાં આકાશ બાંધતા હે, પાતાલ બાંધતા હે. ઘરમેં જરાસા છેદ પડા ઔર વહાંસે ટપકા, વહ તેરેસે બંધ નહીં હુવા તો તું આકાશ પાતાલ ક્યા બાંધેગા?'

પ્રથમ પોતાના દોષોને દૂર કરો અને પછી બીજાને દૂર કરવાનું કહો ત્યારેજ તમારા કહેવાની અસર પડશે. નહીં તો 'परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम्' બીજાઓને ઉપદેશ આપવો એ સહેલું છે પણ સજ્જન પુરૂષ તો પોતે પોતાની વર્તણુંક એવી બનાવે છે કે એમની વર્તણુંકજ બીજાઓને શિક્ષારૂપી થઈ પડે છે.



## રત્ન ૩૮ મું.



### છજ્જુ ભગત.



પંજાબ પ્રદેશમાં લાહોર શહેરમાં એક છજ્જુસિંહ નામના મહાન ભગત થઇ ગયા. હજુ પણ એમનું નામ આખા પંજાબમાં કાયમ છે. એક દિવસ એક સ્ત્રી પોતાના ૧૨ વર્ષના છોકરાને લઈ ભગતની પાસે આવી કહેવા લાગી કે 'મહારાજ! મારો છોકરો ખાંડ બહુ ખાય છે. આપ એને

ઉપદેશ આપો કે એ ખાંડ ખાતો બંધ થાય, નહીં તો ગળાઇ જશે. મેં ઘણુંએ કહ્યું પણ માનતો નથી.' છજ્જુ ભગતે કહ્યું 'સારૂ, આજે સોમવાર છે એટલે તમે આવતા સોમવારે પાછા છોકરાને લઇને આવજો. હું છોકરાને શિખામણ આપીશ.' સ્ત્રીએ કહ્યું 'મહારાજ! હમણાં જે કહેવાનું હોય તે કહી દોને. મને કેટલે આઘેથી ફેરો પડશે' છજ્જુ ભગત ચુપ રહ્યા. બાઇ બીજે સોમવારે પાછી છોકરાને લઇને આવી; કારણકે લોકોને છજ્જુ ભગત ઉપર ઘણોજ વિશ્વાસ હતો અને એવું નિશ્ચય પુર્વક માનતા હતા કે જે કંઇ છજ્જુ ભગત કહે છે તેની અસર જરૂર પડે છે. છજ્જુ ભગત ચુપ એટલા માટે થઇ ગયા હતા કે તે પોતે પણ ખાંડ (સાધારણ રીતે) ખાતા હતા એટલે વિચાર્યું કે અત્યારે જો હું શિખામણ આપીશ તો મારા કહેવાની અસર થવાની નથી. એટલા માટે એક અઠવાડીઆમાં તેમણે ખાંડ ખાવી મુદ્દલ છોડી દીધી. બીજે સોમવારે જ્યારે પેલી સ્ત્રી છોકરાને પાછી લઇને આવી ત્યારે છજ્જુ ભગત છોકરાને કહેવા લાગ્યા "કે જો બેટા! બહુ ખાંડ નહીં ખાવી જોઇએ, શરીર ગળાઇને પાતળું થઇ જાય છે અને મોટા મોટા કરમ પડે છે." છોકરાના ઉપર આથી એવી તો સચોટ અસર થઇ કે તેજ દિવસથી તેણે ખાંડ ખાવી છોડી દીધી.



# રત્ન ૩૯ મું.





છજ્જુ ભગત ઉપર લોકોને એટલો તો વિશ્વાસ થઇ ગયો હતો કે એને ત્યાં બહારગામ જનારા લોકો ગણ્યા વગરજ રૂપિઆની કોથળી મુકી જતા. ચાળીસ ચાળીસ પચાસ પચાસ વર્ષ સુધી કોથળીઓ ત્યાંજ પડી રહેતી કે જયાં તેમના માલીક મુકી જતા. કોઇને જરા પણ સંશય નહોતો કે મારા રૂપિઆ જશે. એક દિવસ એક પઠાણ (કાબલી) કાર્યવશ ત્રણ ચાર વર્ષને માટે બહાર ગામ જવાનો હતો. તેની પાસે એક હજારની થેલી હતી તે મુકવાને માટે છજ્જુ ભગતને ત્યાં આવ્યો. પઠાણે છજ્જુ ભગતને કહ્યું કે 'મહારાજ! હું ત્રણ ચાર વરસને માટે પરદેશ જવાનો છું. મહેરબાની કરી આ કોથળી રાખો; હું આવીશ ત્યારે પાછો લઈ જઇશ.' ભગતજીએ કહ્યું "વારૂ, પેલી પેટીમાં મુકી જાઓ.' પઠાણ તો જમીન પર મુકી ચાલ્યો ગયો. છજ્જુ ભગત પણ સાંઝે ફરવા બાહર ગયા ત્યારે એમની સ્ત્રીએ કોથળી લઈ એક જુદી

પેટીમાં સહી સલામતીથી મુકી રાખી. ભગતજીની સ્ત્રી પણ એમના જેવીજ હતી. ચાર વરસ પછી પઠાણ પાછો આવ્યો અને ભગતજીને કહેવા લાગ્યો 'ભગતજી! પેલી થેલી મેં તમને રાખવાને આપી હતી તે પાછી આપો.' ભગતજીએ સાધારણ રીતે કહ્યું કે 'જુઓ તમે પેલી પેટીમાં મુકી હતી ત્યાંથી લઇ લો અને ગણી લો; પઠાણે ત્યાં જઇને જોયું તો કંઈ નહીં હતું. ભગતજીની સ્ત્રી પણ આ વખતે બાહર ગઇ હતી. પઠાણે તો તામસિક સ્વભાવમાં છજ્જુ ભગતને એવો તેવો કહેવા માંડયો. એટલુંજ નહીં પણ આખા બજારમાં જોરથી પોકારતો પોકારતો ચાલ્યો કે 'છજ્જુએ મારા રૂપિઆ મારી લીધા. એતો ઘણોજ ખરાબ છે' એમ કહી સાથે સાથે કેટલીએક ગાળો પણ દેવા માંડી. એટલામાં છજ્જુ ભગતની સ્ત્રી ઘેર આવી તેણે કોઇના મોંથી એ હકીકત સાંભળી કે પઠાણ છજ્જુ ભગતને ગાળો કાઢે છે અને ફજેત કરે છે. તેણે પોતાના પતિને કહ્યું કે 'સ્વામિન્! કોથળી તો મેં સંભાળીને મુકી છે' છજ્જુએ પઠાણને બોલાવી કહ્યું 'લે ભાઈ લે આ તારી થેલી.' પઠાણ ખુશ થયો અને ભગતજીના વખાણ કરતો કરતો આખા બજારમાં ફર્યો, લોકોનો મત પણ પઠાણના મતની સાથે જ ફરી ગયો.

સજ્જન પુરૂષ થોડા સમયને માટે દૂષિત ગણાય પરન્તુ પાછળથી તેમની સજ્જનતા પ્રગટી આવે છે, અને જેવી રીતે વાદળાંથી ઢંકાયલો સૂરજ થોડા સમયને માટે ચમકતો બંધ થાય છે અને જ્યારે વાદળાં ખસી જાય છે ત્યારે પાછો તેવોને તેવોજ ચમકે છે એવીજ રીતે સજ્જનોનું તેજ કોઇના પ્રમાદથી અથવા પોતાનીજ ભૂલથી ઢંકાઈ જાય પણ 'सत्यमेव जयति नानृतं, सत्येत पन्था यिततो देवयानाः' છેવટે તો તેમનું ઇન્દ્રિય નિગ્રહ રૂપી તેજ પાછું પ્રગટ થાય છેજ.



# રત્ન ૪૦ મું.



## ભણ્યા પણ ગણ્યા નહીં.




ક ગામમાં બે સગા રહેતા હતા. મોટોભાઈ સાધારણ ગુજરાતી જાણતો હતો અને બીજો ભાઇ સંસ્કૃત વગેરે સારી રીતે જાણતો હતો પરન્તુ વ્યવહારિક જ્ઞાનમાં બીજો ઢ હતો. મોટા ભાઇની વહુ ઉમરે આવી એટલે હવે સાસરે આવવાની હતી એટલે કોઇને પોતાને સાસરે તેડવા મોકલવાનું

હતું. મોટો ભાઇ પોતેજ જવાનો હતો પરન્તુ કચેરીમાં એક કેસ હોવાથી પોતે જઇ શકે તેમ નહોતું. એટલા માટે એણે નાના ભાઇને કહ્યું કે 'તું માગશર શુદ ૫ ને દિવસે અહીંથી મારે સાસરે જઇ તારી ભાભીને તેડી લાવજે કારણ કે તે દિવસે એક ખાસ કામ હોવાથી મારે કોરટમાં જવાનું છે. પરન્તુ ત્યાં જઇ સારી રીતે વાતચીત કરજે અર્થાત્ હાની જગા હા અને નાની જગા નાજ કહેજે. નાનાએ કહ્યું કે 'હું શું એટલો બધો મૂર્ખ છું કે મને હા નાનો પણ વિચાર નથી ?" મોટા ભાઇએ કહ્યું કે "તને ખબર તો છે પરન્તુ હું મોટો ભાઇ છું એટલે તને સમજાવવો એ મારૂં કર્તવ્ય છે એટલા માટે તને કહ્યું છે કે વાતચીતમાં વિચાર કરજે.' નાનાએ તો હા અને ના અનુક્રમે ગોખી લીધાં અર્થાત્ પહેલાં હા કહેવાની પછી ના કહેવાની. દિવસ પહોંચતાંજ નાનો ભાઇ નીકળ્યો અને મોટાભાઇના સસરાના ગામને ઝાંપે પહોંચ્યો એટલામાં તો મોટાભાઇના સસરા મળ્યા અને આતુરતાથી નાનાને પૂછવા લાગ્યા 'કેમ ભાઈ તમારા ગામમાં કુશળ તો છે ?' કહ્યું "હા," ફરી સસરાએ પૂછયું 'તમારા ભાઇ તો સારા છે ?' જવાબ આપ્યો કે 'ના' ફરી પ્રશ્ન થયો 'કંઈ માંદામાંદા છે ?' કહ્યું હા, ત્યારે તો સસરાએ ગભરાઇને પૂછયું 'કેમ બચવાની આશા છે કે નહીં ?' તો કહ્યું કે

'ના' ફરી સસરાએ પૂછયું 'શું એટલા બધા માંદા છે?' કહ્યું 'હા' સસરાએ પાછું પૂછયું, 'કેમ હમણાં છે કે નહીં?' જવાબ આપ્યો કે 'ના' એટલું સાંભળતાંજ સઘળાં જોર જોરથી રડવા લાગ્યા. બધાંને રડતાં જોઇ પોતે પણ રડવા મંડી ગયો. હવે તો બધાએ જાણ્યું કે એનો ભાઇ મરી ગયો છે. પ્રાતઃકાળ થતાંજ નાનાએ પાછું પૂછયું 'કેમ ભાભીને નથી મોકલવાના?' સ્વસુર પક્ષના લોકોએ જવાબ આપ્યો કે 'બે ચાર દિવસ ચુડી સાંકળાં પહેર્યાં છે તે છો પહેર્યાં. પછી તો આવવાનીજ છે ને?' સસરા પક્ષનાનો જવાબ સાંભળી નાનો તો ઘેર પાછો આવ્યો. ઘેર આવતાંજ મોટા ભાઈએ પુછયું 'કેમ તારી ભાભીને નહીં તેડી લાવ્યો' ત્યારે નાનાએ ઘણીજ ગંભીરતા પુર્વક જવાબ આપ્યો કે ભભી તો રાંડી છે. એને તે હું કેવી રીતે તેડી લાવું?'' ભાઇએ કહ્યું 'હેં, આ શું કહે છે?! હજી હું તો જીવતો બેઠો છું અને તારી ભાભી રાંડ થઇ ગઇ? ત્યારે તો નાનાએ પણ હોંશીઆરીથી કહ્યું કે શું એ અસંભવ છે? તમે જીવતા રહ્યા ને દાદી રાંડી તમે જીવતા રહ્યા ને માસી રાંડી, તમે જીવતા રહ્યા ને બેન રાંડી, તમે જીવતા રહ્યા ને કાકી રાંડી તો પછી ભાભીને રાંડ થતાં તમે કેવી રીતે રોકી શકવાના હતા? મોટા ભાઇએ કહ્યું કે ત્યાં જઇ શું શું વાતો થઇ તે તો કહે! ત્યારે નાનાએ સઘળી હકીકત કહી સંભળાવી

મોટો ભાઇ ગભરાતો ગભરાતો 'કે આણે શું ઉંધુ વાળ્યુ !' એકદમ સાસરે ગયો અને બધાંને શાંતિ થઇ.

બુદ્ધિને વ્યવહારિક અને પારલૌકિક બન્ને કામોમાં લગાડવી જોઇએ.



## રત્ન ૪૧ મું.

### વિદ્યા.

એક ખેડુતનો છોકરો હંમેશાં નિશાળે ભણવા જતો હતો. તે એટલો તો ગરીબ હતો કે વાંચવાની ચોપડી સ્લેટ વગેરે પણ ખરીદી શકતો ન હતો. દીનતાની હદ એટલે સુધી પહોંચી હતી કે બિચારો લેખણ કે ખડીઓ પણ બજારમાંથી વેચાતાં લેવાને અસમર્થ હતો. ઘેર જમવાનું પણ પુરેપુરૂં મળતું નહીં જેથી બાપડો ઘણોજ દુબળો થઇ ગયો હતો ભણવાનું એટલું વ્યસન હતું કે ચોપડી નહીં હોવા છતાં પણ અહીં તહીંથી લઇ ધ્યાન દઈ વાચી લેતો અને તેમ છતાં પણ પોતાના વર્ગમાં સૌથી પહેલે નંબરે રહેતો અને બુદ્ધિમાં સૌથી તીવ્ર હતો. એની એ દશા જોઇ શિક્ષકોના હૃદયમાં દયા આવી અને પરસ્પર મળી એને ભોજન વગેરેનો બંદોબસ્ત કરી આપ્યો. એ વિદ્યાર્થી પોતાની સાથે ભણતા વિદ્યાર્થીઓની સાથે ઘણો

મેળાપ રાખતો અને વિદ્યાર્થીઓ પણ કોઇ એને ખડીઓ, કોઇ કલમ. કોઈ ચોપડી વગેરે આપતા. પાઠશાળાથી આવી થોડા વખત પછી ઘેર પણ વાંચતો, પરન્તુ કોઇ કોઇ વખતે ગરીબાઇને લીધે તેલ ન મળવાથી એ વિદ્યાર્થી ઘાસેની ઝાડીમાં જઇ ખદ્યોતોને (આગીઆ) એકઠા કરી ટોપીમાં મુકી તેની રોશનીથી અથવા કોઇ કોઈ વખતે ચંદ્રના પ્રકાશમાં વાંચતો. ઘણુંજ કષ્ટ વેઠી તેણે વિદ્યા પ્રાપ્ત કરી અને એવો નિપુણ થયો કે ઘણીવાર સરકારના તથા પાઠશાળાના પરીક્ષકો તરફથી એને પ્રશંસાપત્ર તેથા ઇનામ પણ મળી ચુકયાં હતાં. વિદ્યામાં નીપુણતાને કારણ એક રાજાએ એને એવો વિદ્વાન જાણી મંત્રીપદ સોંપ્યું. ધન્ય ધન્ય દેવી સરસ્વતી ! તારી મહિમા અપાર છે. તું કંગાળને રાજા, મુર્ખને તપસ્વી મહાત્મા બનાવે છે ભર્તૃહરીજીના કથનાનુસાર સત્ય છે કેઃ—

विद्यानाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तंधनम्
विद्याभोगकरी यशःसुखकरी विद्या गुरूणांगुरुः॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतम्
विद्या राजसु पूजिता नहि धनं विद्याविहीनः पशुः॥

એટલા માટે પાઠકવૃન્દ ! નાનપણમાં વિદ્યા શીખવામાં કે આપવામાં કોઈ જાતનું આળસ કરશો નહીં. તેમાં ધાર્મિક અને નૈતિક બોધ તો ઘેરથીજ થવી જોઇએ.



# રત્ન ૪૨ મું.

---

ચાર પઢત મુર્ખ બ્રાહ્મણ કાશી નગરમાં સંપુર્ણ વેદ વેદાંગનો અભ્યાસ કરી, સમાવર્તન સંસ્કાર પ્રમાણે ઘેર જવા નિકળ્યા. પુસ્તકમાંજ રાત અને દીવસ માથું નાંખી વીદયાભ્યાસ કરવાથી તેઓ કેવળ અક્ષરજ્ઞાનજ શીખ્યા હતા. ચારેજણા શુભમુહુર્ત જોઈ કાશીથી નીકળ્યા અને છએક ગાઉ ગયા એટલામાં ચાર રસ્તા ચારે દીશા તરફ જતા આવ્યા. ચારે જણ ગભરાઇ ગયા કે હવે કઈ તરફ જવું. કેટલીકવાર સુધી ત્યાંજ બેસી રહ્યા. એટલામાં દક્ષીણગામી રસ્તે કેટલાક વાણીઆ સ્મશાન તરફ શબ લઇને જતા હતા. એટલે તો એક પંડીતને સુઝી આવ્યું અને પુસ્તક ઉઘાડી વાંચ્યું કે 'महाजनोयेनगतः स पन्था' અર્થાત્ જે રસ્તે મહાજન જાય છે તે રસ્તેજ જવું જોઇએ મહાજનોને સ્મશાન તરફ જતા જોઇ કોઈને પુછી જોયું કે "ભાઇ આ કોણ જાય છે?" ડાઘુઓમાંથી કોઇએ કહ્યું કે 'આ તો મહાજન જાય છે.' આ ચાર પંડીત પણ તેમને મહાજન જાણી તેમની પાછળ પાછળ ચાલવા મંડયા અને મહાજનોની સાથે સ્મશાનમાં પહોંચી ગયા. સર્વે વાણીઆ મુડદાંને બાળી કરી ઘેર ગયા તો પણ આ ચાર વિદ્વાન

ત્યાંજ ઉભા રહ્યા. તેજ સ્મશાનમાં એક ગધેડા અને એ ચાર પંડિત શિવાય કાંઇ નહોતું. તેમણે જાણ્યું કે આ મહાજનો પણ અમને સ્મશાનમાં એકલા મુકી ચાલ્યા ગયા પરન્તુ આ ગર્દભ હજી પણ અહીંજ ઉભો છે; અને અમને છોડીને ગયો નથી. એટલામાં એ વિષય પર બીજા પંડીતે પુસ્તક ઉઘાડી કહ્યું કે 'ભાઇ !

उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट विप्लवे ।'
रांजद्वारे श्मशानेच यस्तिष्टति स बान्धवः॥

એ ગર્દભ તો આપણો બંધુ છે કારણ કે એ સ્મશાનમાં આપણી સાથે ઉભો છે. એટલામાં સામે કોઇનું નાશી ગયલું ઉંટ ઝડપ ઝડપથી દોડતુ દેખાયું. ત્રીજાને કંઈ સ્મરણ થઈ આવ્યું કે "આવી ઝડપ ઝડપથી ચાલનારૂં તે વળી શું હશે?" એણે ચોપડી ઉઘાડી કહ્યું કે "આહા! धर्मस्य त्वरिता गतिः । અર્થાત્ ધર્મની ગતિ બહુ તેજ હોય છે. એટલે માટે ચારે ધર્મને પકડવા (ધર્મને કોણ નહીં પકડે ?) દોડયા. ઉંટને પકડી લાવી સ્મશાનમાં લાવ્યા એટલામાં તો ચોથા પંડીતે પુસ્તક ઉઘાડી વાંચ્યું કે "इष्टंधर्मे नियोजयेत्" અર્થાત્ આપણું કેઈ બન્ધુ હોય તેને ધર્મની સાથે લગાડવો જોઇએ. આ ગર્દભ જ આપણા બંધુ છે અને ધર્મને તો આપણે હમણાંજ પકડી લાવ્યા છીએ. એમ કહી ચારે પણ્ડિતોએ એક મોટું દોર-

ડું લઇ ગધેડાને ને ઉંટને ખૂબ જકડી લીધા અને પોતે બન્નેને ભેટી પડયા.

"ભણ્યાં પણ ગણ્યાં નહીં" આનું નામ. વિદ્યામાં હંમેશાં વ્યવહારિક જ્ઞાન સમાયલું હોય છે તે ન લેતાં કેટલાક કેવળ અક્ષર જ્ઞાનની તરફ દોડે છે એ ઘણુંજ ખોટું છે. વિદ્યાનો અર્થજ સ્પષ્ટ બતાવે છે કે વિદ્યા એટલે 'विद्' જાણવું.



## રત્ન ૪૩ મું.

---



મહાશય ન્યુટનને સર્વે સારી રીતે જાણે છે. મહાશય ન્યુટનને બિલાડી પાળવાનો ઘણો શોખ હતો અને તેમની પાસે બે બિલાડી, એક મોટી ને એક નાની હતી. બિલાડીઓ આખો દિવસ ઈતસ્તત: ફરતી અને રાત્રે મહાશય ન્યુટનના ખાટલા નીચે સુઈ રહેતી. એ પ્રબન્ધ કરવાને માટે ન્યુટન જયારે રાત્રે સુવાના ઓરડામાં જતા તે વખતે પોતાના ઓરડાનાં બારણાં અમથાંજ બંધ કરતા અને અંદરથી

સાંકળ નહોતા દેતા. બિલાડી બહારથી ફરી ફરીને આવતી ત્યારે બારણું ઉઘાડી અંદર તો જઇ શકતી; પરન્તુ અંદર આવીને બારણું પાછું બંધ કરી શકતી નહીં, એટલે આખી રાત બિલાડી બારણાં ખખડાવ્યા કરતી હતી. એ જોઇ ન્યુટને વિચાર્યું કે કોઇ એવો ઉપાય કરવો કે જેથી બિલાડીઓ બારણાં નહીં ખખડાવ્યા કરે. એમ કહી એ વિચાર કીધો કે આ ઓરડાના બન્ને બારણામાં બે કાણાં એટલે એક મોટું અને એક નાનું એમ કરાવ્યાં હોય અને બારણાંની સાંકળ સુતી વખતે બંધ કરી દઉં તો બિલાડી બારણાં ખખડાવશે નહીં. એ વિચારી એક સુતારને બોલાવી મહાશય ન્યુટને કહ્યું કે જુઓ! આ બે બિલાડી મેં પાળી છે તે રાત્રે હું અમથાં બારણાં બંધ કરી સુઇ જાઉં છું ત્યારે બારણાં ઉઘાડીને આવે છે તો ખરી પરન્તુ પાછી બંધ નથી કરી શકતી અને પાછળ ખખડાવ ખખડાવ કર્યા કરે છે. એટલા માટે તમે મારા ઓરડાનાં બન્ને બારણામાં એકમાં નાનું, નાની બિલાડીને વાસ્તે અને બીજામાં મોટું. મોટી બિલાડીને વાસ્તે એવાં બે કાણાં કરી આપો કે હું સાંઝેજ બારણાં બંધ કરી ઉંઘી જાઉં અને બિલાડી કાણાઓમાંથીજ આવ્યા કરે. એ સાંભળી સુતાર બોલ્યો 'મહારાજ! બન્ને બારણામાં બે કાણાંની શી જરૂર છે. એને માટે તો એકજ મોટું કાણું

બસ છે કે જેમાંથી બન્ને બિલાડી આવ જા કર્યા કરે. સુતારે ઘણું ફરીફરીને સમજાવ્યું પણ ન્યુટને નહીંજ માન્યું. ત્યારે સુતારે એક બારણામાં એક મોટું ગોળ કાણું કર્યું અને કમાડ બંધ કીધાં અને તે એકજ કાણા-માંથી બન્ને બિલાડી અંદર ચાલી આવી અને બહાર ગઈ. એ જોઇ મહાશય ન્યુટન ઉછળ્યા અને ઘણુંજ સંતોષ પામ્યા અને સુતારને કેટલુંક ઇનામ આપ્યું.

પોતાના જ્ઞાનના આવેશમાં આવી અભિમાનથી નાના માણસોની વાતોને સહસા ધિક્કારવી નહીં જોઇએ કેમકે કોઈ કોઇ વાર નાના માણસોના ધ્યાનમાં એવી વાત આવી જાય છે કે તે મોટાને સ્વપ્નમાં પણ દેખાતી નથી.



## રત્ન ૪૪ મું.



### સત્ય.




ક રાજાની અત્યંત રૂપાળી રાણી સ્નાન કરી મહેલની અગાસીમાં વાળ સુકવવા ઉભી હતી એવામાં એક કાગડાએ એના માથાપર વિષ્ટા કરી દીધી. એ જોઇ રાણીને ઘણોજ

ગુસ્સો ચઢી આવ્યો અને તરતજ કોપ ભુવનમાં સુઇ રહી. એ રાણી રાજાની ઘણી માનિતી હતી. રાજાએ મહેલમાં આવી જ્યારે રાણીને ન જોઈ ત્યારે દાસીને પુછયું 'કેમ આજે રાણીજી કયાં છે?' દાસીએ કહ્યું કે મહારાજ! આજે તો રાણીજી કોણ જાણે કેમ કોપ ભુવનમાં સુતેલાં છે.' રાજા કોપ ભુવનનું નામ સાંભળી ચોંકયો.

'કોપ ભવન સુન સકુચે રાઉ! ભય વસ આગે પરતન પાઉ' પરન્તુ રાજા ધીમે ધીમે કોપ ભુવનમાં ગયો અને રાણીને કહેવા લાગ્યો 'કેમ પ્રિયે! શું થયું? શું કોઇએ તમારી સાથે આજે અનુચિત વ્યવહાર કર્યો છે?' રાણીએ ગુસ્સાથી કહ્યું 'મહારાજ! આજે સવારે હું મહેલની અગાસીમાં ઉભી ઉભી વાળ સુકવતી હતી એટલામાં એક દુષ્ટ કાગડાએ આવી મારા માથાપર વિષ્ટા કરી દીધી. જ્યાં સુધી કાગડાને મરાવી નહીં નાંખો ત્યાં સુધી હું ભોજન નથી કરવાની.' રાજાએ કહ્યું કે 'અરે રાણી! પક્ષીઓને તે વળી બોધ હોય કે?! આ રાણી છે અને આ સાધારણ સ્રી છે, આ વાણીઓ છે અને આ બ્રાહ્મણ છે! ઉડતાં ઉડતાં કોઇ કાગડાએ વિષ્ટા કરી દીધી અને એ તારા માથાપર આવી પડી હશે; એટલા માટે તારે હઠ નહીં કરવી જોઇએ' પણ રાણી કયાં માને એવી હતી?! એવું મોટું અપમાન રાણી ક્યાંથી સહન કરી શકે એમ હતી? ત્યારે લાચાર થઇ

રાજાએ કહ્યું 'હમણાં તો તું જમી લે; કાલે સવારેજ સઘળા કાગડાઓને ભેગા કરાવી અપરાધી કાગડાને મારી નંખાવીશું.' એ સાંભળતાંજ રાણી પ્રસન્ન થઇ એટલે રાજાનું લોહી પણ સેર વધી ગયું. બીજે દિવસે સવારેજ રાજાએ નોકરોને હુકમ કીધો કે 'આપણા રાજ્યમાં જેટલા કાગડા છે તેટલા બધાને પકડી લાવો.' નોકરો ગયા અને થોડા વખતમાં બધા કાગડા 'કા, કા કા' કરતા રાજાની સમક્ષ ભેગા થયા. નોકરોએ કહ્યું. 'મહારાજ! બધા કાગડા આવી ગયા છે.' ત્યારે રાજાએ કાગડાઓને પુછયું' 'કેમ કાગડાઓ બધા આવી ગયા?' કાગડાઓએ પરસ્પર પુછ પરછ કરી કહ્યું 'મહારાજ! એક કાગડો નથી આવ્યો. રાજાએ નોકરોને ધમકાવીને પુછયું કે 'કેમ એક કાગડો નથી આવ્યો?' નોકરોએ કહ્યું કે 'મહારાજ! એને કેટલીક વાર આવવાનું અમે કહી ચુકયા; પરન્તુ હજી સુધી તે આવ્યો નથી. અમે ધારીએ છીએ કે તે આવતોજ હશે.' સઘળા કાગડા વિચારવા લાગ્યા કે 'એવો અપરાધ કોણે કર્યો હશે કે જેથી આજે આપણું સઘળું કુટુમ્બ આ ઘોર સંકટમાં પડયું?!' અન્તે નિશ્ચય કીધો કે ગમે તેમ હોય પણ પેલો જે હજી સુધી ગેરહાજર છે તેજ અપરાધી હોવો જોઇએ.' રાજાએ પણ એમજ ધાર્યું કે 'વખતે તેજ ખરો અપરાધી હશે.' એટલામાં તો 'કા, કા કા' કરતા કરતા

કાગડાભાઈ પધાર્યા. આવતાંની સાથેજ રાજાનો પ્રશ્ન થયો કે 'આ સઘળા અહીં કયારના આવીને બેઠા છે અને કેમ આટલી બધી વાર થઇ?' કાગડાએ કહ્યું 'મહારાજ' અપરાધ ક્ષમા કરો તો હું કહું કે મારી પાસે એક કેસ આવ્યો હતો તેને ચુકવતાં જરા મોડું થયું.' રાજાએ પુછયું 'એવો તે કેવો કેસ હતો?' કાગડાએ જવાબ આપ્યો કે, 'મહારાજ! એક સ્ત્રી પોતાના પતિને એમ કહેતી હતી કે તું સ્ત્રી છે અને હું મરદ છું' ઘણીવાર સુધી રગઝગ કરી અને તે મારી પાસે આવ્યા અને મરદે મને કહ્યું કે 'ભાઇ કાગડા; મારી સ્ત્રી મને કહે છે કે હું મરદ છું અને તું મારી સ્ત્રી છે. એ કેમ બને? મરદ પણ સ્ત્રી થઈ શકે ખરો કે?' મેં કહ્યું કે હા હા થઇ શકે! 'જે માણસ કામ વશ થઈ સ્ત્રીના અયોગ્ય કહેવા પર ચાલે અને તેનો ગુલામજ બની જાય તે મરદ સ્ત્રી નહીં તો બીજું શું?' રાજા સાહેબે એ વાર્તાપરથી તરત જાણી લીધું અને આજ્ઞા આપી 'જાઓ કાગડાઓ! ચાલ્યા 'જાઓ!' રાણીએ જ્યારે એ સાંભળ્યું ત્યારે પાછી કોપભુવનમાં જઇને પડી. રાજા ભોજન કરવા ગયો ત્યારે રાણીને ત્યાં ન જોઈ દાસીને પૂછયું. ત્યારે દાસીએ કહ્યું કે રાણી સાહેબ તો પાછા કોપ ભુવનમાં જઇ બીરાજયા છે.' રાજાએ રાણીને ઘણી સમજાવી પણ :સ્ત્રી હઠ સંસારમાં મશહુર

છે અને પાછી વળી રાજાની રાણીની હઠ ! ઘણું ઘણું સમજાવી રાજાએ કહ્યું કે 'કાલે તો નક્કી બધા કાગડાને બોલાવી તેને મારી નંખાવીશ' બીજે દિવસે રાજાએ પાછા કાગડાઓને બોલાવી મંગાવ્યા પરંતુ પેલો ચતુર કાગડો આવ્યો નહીં. એક કલાક રહી એ કાગડા ભાઇ પણ દડુક દડુક કરતા પધાર્યા. રાજાએ ઘણોજ ક્રોધ કરી કહ્યું. કેમ તારૂં મોત આવ્યું છે ? આજે પાછો મોડો કેમ આવ્યો ?' કાગડાએ કહ્યું મહારાજ ! અપરાધ માફ કરો, આજે પાછો એક કેસ મારી પાસે આવ્યો હતો તે ચુકવતાં રહેજ વાર લાગી, બે માણસ વચ્ચે ઝગડો થયો એક એકને કહતો કે તારૂં મોઢું નથી પણ નરક છે.' બીજાએ કહ્યું 'કે મોઢું પણ નરક થઈ શકે ખરૂં કે ? પહેલાએ 'કહ્યું' હા બની શકે ' બન્ને એ તકરાર લઇ મારી પાસે આવ્યા અને મને પૂછવા લાગ્યા કે 'કેમ મોં પણ નરક બની શકે ખરૂં ?' મેં કહ્યું હા થઈ શકે એમા શીનવાઇ? જે માણસ બોલીને ફરી જાય અથવા જુઠું બોલે તેનું મોઢું નરક નહીંતો બીજું શું ?'' કોઇ કવિએ શું સારૂં કહ્યું છે કે'

दन्तिदत समानं हि निःसृतं महतांवचः।
कूर्मग्रीवेव नीचानां, पुनरायात्यपेतिच॥

અર્થાત્ મહાન પુરૂષોના વાકય હાથીના દાંત જેવા હોય છે કે એક વખત નિકળ્યાં તે નિકળ્યાંજ. પાછા

અંદર જવાના નહીં પરન્તુ દુષ્ટ અને નીચ પુરૂષોનાં વચન કાચબાના ગળાના સમાન હોય છે કે ઘડીમાં બહાર અને ઘડીમાં અંદર પેસી જાય છે. નીચેનું હીંદી ભાષામાં આપેલું કવિત્ત સ્મરણમાં રાખવા જેવું છે.:—

બાત હિસે દશરથ મરે, અરૂ બાતહિ રામ ફિરે વન જાઈ,
બાત હિસે હરીશ્ચન્દ્ર સહે દુઃખ, બાતહિ રાજ્ય દિયા મુનિરાઈ,
રે મન ! બાત બિચારી સદા કહુ, બાતકી ગાતમેં રાખુ સચાઇ
બાત ઠિકાન નહી જીનકી તિન બાપ ઠિકાન નજાન હુ ભાઇ.



## રત્ન ૪૫ મું,



### અક્રોધ.



એક પુરૂષ અત્યન્ત રૂપવાન, બળવાન, વિદ્વાન તથા ધનવાન પણ હતો. ભાઈ ભાડુંઓની પણ કોઈ પ્રકારે ખોટ નહોતી. પરન્તુ એ પુરૂષમાં એક મોટો દુર્ગુણ એ હતો કે એને ગુસ્સો બહુ ચઢતો હતો અને કોઇ કોઇ વખતે એનો ગુસ્સો એટલે દરજજે સુધી પહોંચી જતો કે પોતાને વશમાં કેવી રીતે કરવો એનું

એને જરાપણ ભાન રહેતું નહીં. એના કુટુમ્બી તથા વડીલ એને ઘણું સમજાવતા; પરન્તુ એનો ક્રોધી સ્વભાવ, કોઇ દિવસ જતો નહીં. પોતાના ધનના, બન્ધુઓના તથા વિદ્યાના ઘમણ્ડને લીધે બીજાને પોતાની આગળ તુચ્છ ગણુતો. પોતાની વિદ્યાના પ્રતાપે ભાઇ સાહેબ જમાદાર થઇ ગયા. પછી તો પુછવું શું! જ્યાં જતા ત્યાં સઘળા એને જોઇને કાંપતા. કાન્સ્ટેબલ તથા રોનવાળા સીપાઇઓ તો એને સાક્ષાત કાળજ સમજતા કારણકે જરા વાંક થાય કે નહીં થાય તોપણ અર્થાત કોઇપણ એની સામે જરા પણ બોલ્યો કે હંટર ઉપાડી ચામડી ઉખેડી નાંખતો. ગાળ તો ડગલે ડગલે ચાલતાં એના મુખની શોભાજ બનતી ગઇ હતી અને ગાળ વગર તો વાતજ નહોતો કરતો. એક નોકરની પાસે શાક મંગાવ્યું અને કહ્યું કે સારી પેઠે મસાલો નાંખી સરસ શાક બનાવજે પરન્તુ સેવક જમાદાર સાહેબની મરજી માફક ન બનાવી શકયો. થાણેદાર હંટર લઇ ફરી વળ્યો અને સાથે સાથે ગાળોની તો વૃષ્ટિ ચાલતી હતી. ખરેખર!

रोहते शायकैर्विद्धं वनं परशुना हतम्।
वाचा दुरुक्तं बीभत्सं नापि रे हति वाक्क्षतम्॥

અર્થાત્ તરવાર કે બાણુથી કરેલો ઘા પુરાઇ જાય, કોહાડાથી કાપેલું ઝાડ પણ પાછું ઉગી આવે છે પરંતુ

કઠોર વાણીદ્વારા કરેલો ઘા કોઇ દિવસ પુરાતો નથી. તદનુસાર સેવક જો કે અભણ હતો તોપણ તેના હૃદયમાં જમાદારની કઠોર વાણીએ એવા ઘા કર્યા હતા. કે રાત્રે જ્યારે જમાદાર સાહેબ ઉંઘી ગયા અને ખુરાટમાં બેહોશ જેવા થઇ ગયા હતા ત્યારે પેલો સેવક પાસે આવ્યો અને પાસે પડેલી કીરચ અને ધીમેથી ઉપાડી જમાદારના મોં પર હજારો ઘા કરી તેના ઝીણા ઝીણા કકડા કરી દીધા. સેવક પકડાયો અને કેદ થયો. કોર્ટમાં એના ઉપર દાવો થયો ત્યારે તો એણે સાફ સાફ કહી દીધું કે 'સાહેબ જે મોઢાથી એણે મને ગાળો દીધી હતી તેજ મોઢાને મેં કાપી નાખ્યું છે. હવે આપની મરજી આવે તેમ કરો.

એક કવિએ સાચું કહ્યું છે કેઃ—

क्रोधोहि शत्रुः प्रथमो नराणाम् ।
देहस्थितो देहविनाशनाय ॥
यथास्थितः काष्टगतो हि वन्हिः ।
सएव वन्हिर्दहते च काष्टम् ॥

અર્થાત્ મનુષ્યના શરીરમાં ગુપ્ત રહેલો ક્રોધ એવી રીતેજ દેહનો નાશ કરે છે કે જેવી રીતે લાકડાની અંદર સળગતી અગ્નિ લાકડાનેજ નષ્ટ કરી દે છે.



# રત્ન ૪૬ મું.

---

## મહમ્મદ ગઝની



ભારત વર્ષના ઈતિહાસનું થોડું જ્ઞાન ધરાવનારો પણ એ જાણતો હશે કે મહમ્મદ ગઝની કોણ હતો. ઈ. સ. ૧૦૦૦ લગભગ મહમ્મદ ગઝની ભારત વર્ષની સમ્પત્તિથી લલચાઈ ભારતના ભિન્ન ભિન્ન ભાગોપર એણે લગભગ ૨૫ વાર હુમલા કીધા. એને લોકો 'બુત શિકન' અર્થાત મૂર્તિને તોડનાર પણ કહે છે. પ્રસિદ્ધ સોમનાથનું મંદિર પણ એણેજ તોડયું હતું. હિંદુસ્તાનમાંથી ક્રરોડો રૂપીઆના અમૂલ્ય હીરા માણેક તેણે લુટી લીધા હતાં. પરન્તુ એક દીવસ એવો આવ્યો કે મહમ્મદ ગઝની થરથર કાંપવા લાગ્યો. એ દિવસ નાના મોટા રાજા રંક સઘળા જુએ છે. કોઇની ઇચ્છા ન હોય તો પણ તેને જોવોજ પડે છે. મૃત્યુનું વિકરાળ સ્વરૂપ જોઇ મહમ્મદના ગાજાં ગબડી ગયાં. મૃત્યુ શય્યાપર પડી પડી વિચારે છે કે 'હાય' હાય! મેં આટલા બધા દેશોનો તથા મનુષ્યોનો નાશ કર્યો! આટલા બધા

મંદીરોને તથા દેવળોને પાયમાલ કર્યાં! અને આજે હું ક્યાં છું! ઈશ્વરે મને મારા કુકર્મોનું તથા પાપોનું ફળ છેવટે ચખાડયું ખરૂં! હાય! મારી છાતીમાં કેવું સખત દરદ થાય છે! માથું કેવું ફાટી જાય છે! હાથ પગ તણાઇ જાય છે! આટલા આટલા હકીમોનાં ઔષધ કર્યાં તો પણ જરા આરામ નથી! અલ્લા સૌ સૌને પોતાના કર્મોનું ફળ પૃથ્વી પરજ આપે છે! આજે મારી જગ્યા મારા પોતાના માણુસોમાંથી કોઈ પણ મરવાને અથવા દુઃખ વેઠવાને તૈયાર નથી! માણસે પહેલાંથીજ ચેતીને ચાલવું જોઇએ! મારી અમુલ્ય ચીજો હું કેવી રીતે સાથે લઈ જઇશ! હાય! કબરમાં પણ મારા જીવને સંતોષ મળવાનો નથીજ!! એમ બબડી તેણે પોતાના નોકરોને બધી અમુલ્ય. ચીજો લાવવાને કહ્યું. કહેતાંની સાથેજ હીરા, પન્ના, માણેક મોતી તથા વિવિધ પ્રકારના અમુલ્ય રત્નો એની સામે ઉપસ્થિત થયાં. મહમ્મદ આ બધી ચીજો જોઇ ડુસકે ડુસકે રડવા માંડયો. આંખમાંથી મોટાં મોટાં આંસુ પડતાં જાય છે. કમર, છાતી, માથું સખત દુખે છે! મહમ્મદે કહ્યું ખરેખર!

ગૂંજતે થે જીનકે ડંકેસે મીનો જ઼આસમાન.
ચુપ પડે હય કબ્રમેં અબ હં કે હાં કુછભી નહીં.’

‘લઇ જાઓ! લઇ જાઓ! મારે કંઇ કામનાં નથી! બસ હવે પ્રાણુજ બાકી રહેલો છે! ઇશ્વર! તારી સત્તાજ

સર્વોત્તમ છે !' એમ કહી મહમ્મદ ગઝનીએ હમેશાંને માટે આંખ મીંચી દીધી !

ખરેખર ! કવિએ સત્ય કહ્યું છે કે:-

अवश्यमेव भो क्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

વેદ ભગવાન પણ આજ્ઞા આપે છે કે:-

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः ।
एवं त्वयि नान्यथे तोऽस्तिन कर्म लिप्यते नरे ॥



## રત્ન ૪૭મું.



### પરીક્ષા વિના લગ્ન.




ક શેઠને એકની એક દીકરી હતી. દીકરીની ઉમર ૮ વર્ષની થઇ એટલામાં તો શેઠાણી બબડી ઉઠયાં કે હજી સુધી મારી દીકરીના વિવાહ પણ નથી કર્યા, કોણ જાણે હવે આપણે વધારે જીવીશું કે નહીં, કોને ખબર કાલે ઉઠીને મરી ગયા તો ? શેઠે હવે તો પૂર્ણ નિશ્ચય કર્યો કે દીકરીના વિવાહ જેમ

તેમ જલદી કરી દેવા. તરતજ પોતાના હજામને બોલાવી કહ્યું કે 'મગન! આપણી બેટી હવે ઉમરે આવી છે માટે જેમ બને તેમ જલદી જઈ કન્યાને માટે વર શોધી લાવ.' હજામભાઇ તો ઉપડયા અને બીજે ગામ જઇ પહોંચ્યા કે એક શેઠીઆએ હજામને થોડું ઘણું આપી, સમજાવી અને દહીં દુધ પીવડાવી વિવાહ તથા લગ્ન નિશ્ચય કરાવી, તેને પાછો મોકલ્યો. ઉમંગ ભર્યો હજામ ઘેર આવ્યો અને શેઠને ખુશીના સમાચાર કહ્યા ત્યારે શેઠે પુછ્યું 'કેમ મગનલાલ! નકકી કરી આવ્યા કે?' મગને કહ્યું 'હા, શેઠજી! વિવાહ ઘણાજ બંધબેસતા થઇ ગયા છે, ચોખટે ચોખટું બરાબર બેસી ગયું છે. શેઠે ફરી પુછ્યું 'પણ વરની ઉમર કેટલી છે? જવાબ મળ્યો કે 'વીસ, વીસ, વીસ,' 'અને પૈસે ટકે?' મગને કહ્યું કે 'શેઠજી, ધન તો એટલું બધું છે કે કોઇ કંઈ ઉપાડી જાય છે, અને કોઇ કંઈ ઉપાડી જાય છે તો પણ કંઇ જોતાજ નથી!' 'ઇજત આબરૂ કેવી છે?' હજામે કહ્યું કે 'હરઘડી ચાર માણસ તો સાથે ચાલે છે પછી ઇજત આબરૂનું શું પુછવું?' 'પણ વરનો સ્વભાવ કેવો છે?' હજામે જવાબ આપ્યો કે 'શેઠ, કોઇપણ જાતની ફરીઆદ કરે તો પણ શેઠ સાંભળતાજ નથી સ્વભાવ બહુજ સીધો છે.' વિવાહ તો બરાબર થયા. અને રીતભાત પણ જોઇએ તેવી રીતે

હજામ મારફત થઇ ગઇ. લગ્નની તિથિ નકકી થઇ ગઇ અને મુકરર દિવસે વાજતે ગાજતે વર પોતાની જાન લઇને પધાર્યા સંસ્કાર શરૂ થયા પહેલાં વરને એક જણે ઉપાડી પાટલાપર બેસાડયો. કન્યા પક્ષના લોકો જોઇ આશ્ચય પામ્યા અને કહેવા લાગ્યા 'અરે હજામ ! આ શું ? તું તો કહેતો હતો કે વર વીસ વર્ષનો છે.' હજામે કહ્યું કે 'શેઠજી ! તમે નહીં સમજો એમાં મારો શું વાંક ? મેં તો સાફ કહ્યું હતું કે 'વીસ, વીસ, વીસ,' શેઠે પાછું પુછયું 'આ તો આંધળો પણ છે.' હજામે બતાવ્યું કે "સરકાર ! મેં તો આપને કહ્યું હતું કે એમને ત્યાંથી કોઈ કંઇ પણ લઇ જાય તો જોતાજ નથી'. પુનઃ ગોર મહારાજે વરને કહ્યું, 'જળ લઈ આચમન કરો,' ત્યારે વરે કંઈ પણ સાંભળ્યું નહીં. શેઠ બોલ્યા 'હજામ ! આ તો બહેરો પણ છે.' હજામે કહ્યું કે 'હજુર ! મેં તો આપને કહ્યું હતું કે કોઇપણ એમની પાસે ફરીઆદ કરે તો પણ એ સાંભળતાજ નથી સ્વભાવ ઘણોજ સરળ છે.' ગોરે કહ્યું કે હવે પેલા પાટલા ઉપર બેસી જાઓ' ત્યારે ચાર માણસોએ એને ઉપાડી પાટલા પર બેસાડયો. ત્યારે તો શેઠ ગુસ્સાથી બોલ્યા 'અરેરે ! આ તો લંગડો પણ છે! ત્યારે હજામે કહ્યું કે 'પરવર દિગાર શેઠજી ! મેં તો

તમને પહેલાંથીજ નહોતું કહ્યું કે ચાર માણસ એમની સાથે ચાલે છે એવા તો ઇજતદાર છે?'

વાહ! વાહ! શું સરસ લગ્ન! હજામની જગા બ્રાહ્મણ ગોરોને સોંપવામાં આવી તોપણ કજોડું થયા વગર તો રહેતુંજ નથી! 'કેટલાં લગ્ન એવાં થાય છે કે જેમાં પતિ પત્નિ પૂર્ણ પ્રેમથી પ્રસન્નતા પ્રાપ્ત કરી પોતાનાં પ્રેમમય પ્રાણને પવિત્ર કરી પરમ પદને પહોંચે છે? કુંભારને ત્યાંથી ઘડો લાવો છો ત્યારે તો ટકોરો કરી કરીને લો છો પણ તમારા હાથમાં પરમાત્માએ સોંપેલી જીંદગીઓની તમને બિલકુલ પરવા નથી! ન્હાની ઉમરમાં કજોડાં કરી સહસ્ર બાળ વિધવાઓનાં શ્રાપ શું કામ માથે લો છો?



# રત્ન ૪૮ મું.

## માણસ બીજાની સાથે જેવું કરે છે તેવુંજ તેની સાથે પણ થાય છે.




ક વણીકની પત્ની ઘણીજ કર્કશા તથા દુષ્ટ સ્વભાવની હતી. ઘરમાં કંઈ પણ કામકાજ કર્યા વગર કેવળ પોતાની સાસુ સાથે લડયાજ કરતી. અહીં સુધી એનો અત્યાચાર પહોંચ્યો હતો કે પોતાના ફાટેલાં જુનાં લુઘડાં પોતાની સાસુને

પહેરવા આપતી. એક ભાંગેલો નાનો સરખો ખાટલો તેને (સાસુને) સૂવાને માટે આપી મુકયો હતો અને ખરાબમાં ખરાબ અનાજ બગડેલું અને વાસી તથા લોટના થુલાની રોટલી અને કાળ માટીના કુંડામાં પીરસતી. એ વહુને એક છોકરો પણ હતો, છોકરો ઉમરે પહોંચ્યો ત્યારે અના પણ લગ્ન થયાં અને ઘરમાં નવી વહુના પણ શુભ પગલાં આવ્યાં. વણિકની વહુ પોતાની સાસુ સાથે તો તકરાર કરતી પરન્તુ પોતાના છોકરાની વહુને તો લાડમાંજ રાખતી. નાની વહુ પોતાની નાની સાસુનો મોટી સાસુ સાથે વ્યવહાર રોજ જોયા કરતી. નાની વહુ જયારે આવતી ત્યારે મોટી વહુ નાનીનેજ હાથે પોતાની સાસુને કુંડામા ભોજન મોકલાવતી. નાની વહુ વડ સાસુને જમાડી કુંડું ઉપાડી ભીંતની સાથે રોજ ગોઠવતી જતી હતી. મોટી વહુએ (નાની વહુની સાસુએ) એક દિવસ કુંડાં નંબરવાર ગોઠવેલાં જોયાં. એ જોઇને નાનીને કહેવા લાગી કે 'આ બધા કુંડાને કેમ ભેગાં કરે છે? ફોડી કેમ નથી દેતી?' નાની વહુએ જવાબ આપ્યો, 'સાસુજી! હું ફોડી નાંખું તો પછી તમને આગળ જતાં શેમાં પીરસીશ? એટલા બધા કુંડાં હું કયાંથી લાવીશ?' એ સાંભળી મોટી વહુને દયા આવી અને તે દિવસથી તેણે પોતાનો દુષ્ટ કઠોર વર્તાવ છોડી દીધો.

કવિએ ઠીક કહ્યું છે કેઃ—

चक्षुषा मनसा वाचा कर्मणा च चतुर्विधम् ।
प्रसादयति यो लोकं तं लोकोऽनुप्रसीदति ॥

## રત્ન ૪૯ મું.

## મુર્ખોની સભામાં પણ્ડિતોની દશા.



એક વખત ભરવાડોના ગામમાં પશુઓમાં વ્યાધિ પેદા થઇ કે જેથી તમામ પશુ બે બે કરી મરવા લાગ્યાં. ભરવાડોએ અહીં તહીંથી દવા શોધી કાઢી. લોકોએ ભરવાડોને કહ્યું કે 'છાણાં સળગાવી ૧ લોઢના કડછા તપાવો જ્યારે ખુબ લાલ થઇ જાય ત્યારે એ કડછાનો ડામ પશુઓની પીઠ પર, બેનો ડામ ગળાપર અને બેનો પાછળ દઇ દેવો, એમ કરવાથી પશુ મરતાં બચશે. ભરવાડોએ તેમજ કર્યું અને કેટલાએક દિવસ સુધી એ જારી રાખ્યું. થોડા દિવસ પછી એક સામવેદી પંડીત જે ઘણાજ સદાચારી તથા સરળ સ્વભાવનાં હતા તે ફરતા ફરતા તે ગામમાં આવી પહોંચ્યા. રાત્રે એક ચોપ-

રીના ઘરમાં સૂઇ રહયા અને સવારના પહોરમાં ૪ વાગે ઉઠી સસ્વર સામવેદ પાઠ શરૂ કર્યો. ભરવાડો સમજ્યા કે આ કોઇ વિચિત્ર જાનવર લાગે છે. બિચારો બ્રાહ્મણ પણ આ ગામમાં આવી મરવા પડયો છે. એને પણ પેલો જાનવરોનો રોગ લાગુ પડેલો જણાય છે. તરતજ ભરવાડોએ છોકરાઓને કહ્યું કે 'જાઓ પેલાં છાણાં લઇ આવો અને કડછા પણ લેતા આવજો.' કડછા તપાવવાને વાસ્તે અગ્નિમાં મૂકયા. પંડીતજી તો પોતાના વેદ પાઠમાંજ નિમગ્ન હતા એટલે એમને તો આ ભરવાડોના કૃત્યની તો બિલકુલ ખબરજ નહોતી. કડછા જયારે તપી ગયા ત્યારે ભરવાડોએ પંડીતજીને દોરડેથી બાંધવા માંડયા. પંડીતજીએ કહ્યું 'અરે! આ શું કરો છો?' કહ્યું. 'આપની દવા કરીએ છીએ.'

પંડીતે કહ્યું કે 'હું કંઇ માંદો બાંદો છું?' કહ્યું કે 'માંદા નથી તો બરાડા કેમ નાંખો છો?' પંડીતે કહ્યું એ તો હું વેદ પાઠ કરતો હતો.' ત્યારે ભરવાડોએ કહ્યું 'એવીજ રીતે તો પેલા બીચારાં જાનવર પણ મરી ગયાં' પંડીતજીએ કહ્યું 'મને છોડી દો, હું નથી મરવાનો.' ભરવાડ સમજયા કે આ તો બ્હીએ છે એટલે અંડબંડ બકતો જાય છે. 'અરે ભાઇ જલદી જલદી ડામ દે. નહિં તો બીચારો મરી જશે!' અહીરોએ એમ કરી એ લાલ તપેલા

કડછા લઈ જાંગ પર ચાંપી દીધા, બે પીઠપર અને બે ગળાપર ચાંપ્યા અને કહ્યું 'કેમ પંડીતજી! હવે તો શુદ્ધ છો ને? પંડીત બીચારો તરફડીઆં ખાતો ખાતો એક આંગળીથી માથું ઠોકી બબડયો કે દુર્ભાગ્ય કે આવા ગામમાં આવી ફસ્યા.' પરન્તુ મુર્ખ ભરવાડ સમજ્યા કે પંડીતજી કહે છે કે મારા માથામાં પણ ડામ દો. પાછા બે કડછા તપાવી ભરવાડોએ માથા પર ચાંપી દીધા અને પછી પુછ્યું કે 'કેમ પંડીતજી' હવે તો શુદ્ધ થયા ને?' પંડીત સમજ્યો કે હવે બોલીશ તો એ મુર્ખાઓ બે ડામ બીજા ચાંપશે એટલે છાનામાના બેસવું એજ સારૂં છે ત્યારે તો અહીં સમજ્યા કે હવે પંડીત શુદ્ધ થઇ ગયો છે. ખરેખર!

कोलाहले काककुलस्य जाते ।
विराजते कोकिल कूजितं किम् ।।
परस्परं संवदतां खलानाम् ।
मौनं विधेयं सततं सुधीभिः ।।

એક હિન્દી ભાષાના કવિએ ઘણીજ સુંદરતાથી કહ્યું છે કે:—

આઇઓ જહાં તહાં સંગત સુસંગ હોય
કાયરકે સંગ શુર ભાગે પર ભાગે હય,
ફુલનકી વાસના સુહાસ ભરે વાસનપે

કામનીકે સંગ કામ જાગે પર જાગે હય.
ગરભ ઘરપે બસો ઘર વૈરાગ કહાં
કામ ક્રોધ લોભ મોહ પાગે પર પાગે હય
કાજરકી કોઠરીમેં લાખ સયાનો જાય
કાજરકી એક ડાઘ લાગે પર લાગે હય

પાઠક આ ઉપરથી એક ઉત્તમ બોધ લેશે એવી આશા છે.



## રત્ન ૫૦મું.

### મુર્ખની સમજ.

એક વૃદ્ધ પંડીત પોતાના પુત્રને એક દિવસ ભણાવતાં કહેવા લાગ્યા કે—

'मातृवत्परदारेषु परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषुयः पश्यति स पण्डितः ॥

પિતા—વાંચ, વાંચ

પુત્ર—પિતાજી ! એનો અર્થ શું થયો ?

પિતા—પારકી સ્ત્રીને પોતાની માતા સમાન ગણવી જોઈએ.

પુત્ર—ત્યારે તો પિતાજી મારી સ્ત્રી આપની માતાજ હોવી જોઈએ.

પિતા—છી છી છી, એવું શું બોલે છે? એમ કહેવાય? વાંચ, વાંચ, આગળ ચાલ.

परद्रव्येषु लोष्ठवत् ।

પુત્ર—પિતાજી! એનો અર્થ શું?

પિતા—પારકી વસ્તુ માટીના ઢગલા બરાબર સમજવી.

પુત્ર—ત્યારે તો હવે પેલા દુકાનદારને એક પઇ પણ નહીં આપું કેમકે બરફી પેંડા વિગેરે માટીના ઢગલાની બરાબર ચીજોનું તે વળી મુલ્ય હોય?

પિતા—ધિક મુર્ખ! આગળ વાંચ, ભાવાર્થમાં સ્પષ્ટ થશે. ચાલ આગળ વાંચ.

आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पण्डितः ।

પુત્ર—પિતાજી! એનો શું અર્થ?

પિતા—જે પોતાની સમાન સઘળાને જુએ તે પણ્ડિતછે.

પુત્ર—ત્યારે તો ઠીક પિતાજી, પારકી આપણીજ બરાબર ગણીશું. પારકી વસ્તુ પણ આપણીજ ગણીશ.

પિતા—મુરખાના સરદાર! એવું ભણવા કરતાં તો જાને અસ્ત્રો લઇને માથા મુંડવા? એમને કાંઇ ભણાય? એમ કહી એક તમાચો માર્યો કે જેથી છોકરો બહાર લંગોટીઆ દોસ્તો સાથે રમવા દોડી ગયો.

એક નવ યુવા સ્ત્રી ઘડો લઇ નદીએ પાણી ભરવા જતી હતી એટલામાં આ વિદ્વાન ધર્મશાસ્ત્ર શિક્ષિત બાળક

આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો 'અરે મા! ઓ મા!!' સ્ત્રી બોલી 'કેમ બેટા, (મનમાં ને મનમાં) આ છોકરાની બોલી કેવી મધુર છે!' છોકરો બોલ્યો, 'અરે મા, મમરાને માટે એક પૈસો તો આપ' સ્ત્રી કહેવા લાગી, 'બેટા! હું પોતેજ દુખી છું, લોકોને ત્યાં પાણી ભરી પેટ ભરૂં છું તો તને કયાંથી આપું?'' છોકરો બોલ્યો! અરે રાંડ પૈસો કેમ નથી આપતી?! જલદી જલદી આપી દે નહિં તો હમણાં પડે છે.'' સ્ત્રી બોલી 'આ વળી કેવો છોકરો છે કે ગાળો કાઢે છે?' છોકરાએ કહ્યું 'કેમ નથી આપતી?' એમ કહી લાત મારી ઘરો ફોડી નાંખ્યો. એટલામાં આ પંડીત છોકરાના બાપા નદીએથી નાહીને આવતા હતા તેમણે એ તોફાન જોઈ કહ્યું 'અરે બદમાશ! આ શું બધું ધાંધલ કરે છે?' પુત્રે કહ્યું કે 'છે શું વળી, આ તો મારી મા થાય (પર સ્ત્રી) જેમ માની સાથે કરૂં છું તેમ એની સાથે કરૂં છું. આપે સવારે નહોતું કહ્યું કે मातृवत्परदारेषु સ્ત્રીની તરફ જોઇ પાછો બોલ્યો 'અરે મા! મારા બાપને જોઇને ઘુમટો પણ કાઢતી નથી? જો તું મારી મા તો મારી બાપની મા ખરીજને?

''આદમી આદમીમેં અંતર, કોઇ હીરા કોઇ કંકર.''

---

# રત્ન ૫૧મું.



ક રાજાને ગાયન સાંભળવાનો બહુજ શોખ હતો જેથી કોઇપણ એની પાસે જતો અથવા કોઇને ગાયનમાં નિપુણ સાંભળતે તો તેને બોલાવી ગાયન સાંભળતો. એક વખત એક ચમારને બોલાવી કહ્યું 'અરે મુનૈયા! કોઈ ગાયન બાયન સંભળાવ' ચમાર બિચારો કાંપતો કાંપતો બોલ્યો કે મહારાજ ઉં હું જાણું, સરકારના જો હુકુમ હોય તો ખિજમત બજાઇ લાઉં ગાઉબાઉ તો મને નહિ આવડે :બદમાશ ગાય છે કે નહિ? ગા ગા. 'ગરીબ પરવર! મને નહિ આવડેરે!' 'ગાય છે કે નહિ નહીં તો હમણાં પડશે" ચમાર (બુદ્ધિમાન હોવાથી) ગાવા લાગ્યો કે "મોય મારિ મારિ સસુર ગવાવતિ હય" "મોય મારિ મારિ સસુર ગવાવતિ હય" એટલામાં ચમારની સ્ત્રી આવી પહોંચી તે પણ ગાઇને પતિને સમજાવવા લાગી કે "મનમાં હય ચાંદિ પિટાવનકી" "મનમાં ચાંદિ પિટાવનકી" એ સાંભળી ચમારે જવાબ આપ્યો (ગાતાં ગાતાં)

વહ સસુરા તો સમઝત નાહીં, તૂ સસુરી સમઝાવતિ હય
મોય મારિ મારિ સસુર ગવાવત હય.

# રત્ન પર મું.

## જેને ભુંકતાં શીખવાડો તેજ કરડવા દોડે છે.

---



એક ભરવાડ એક મોટા અપરાધને લીધે પકડાયો અને થોડા વખતમાં જડજ સાહેબ એને ફાંસીની સજા આપવાના હતા. ભરવાડ એટલો બધો ગભરાઇ ગયો કે આખરે કંટાળી એક વકીલની પાસે ગયો અને તેને બધી હકીકત કહી સંભળાવી. વકીલ સાહેબે ફરમાવ્યું કે જો હું તને ફાંસીથી બચાવું તો તારીપાસે એક લાખ રૂપીઆ લઇશ. ભરવાડે કહ્યું કે વકીલ સાહેબ! આપ મરજી પડે તે લેજો પણ ગમે તેવી રીતે મારો જાન બચાવો, જાનની સામે પૈસાનો ક્યાં હિસાબ? આપ એક લાખતો એક લાખ લેજો પણ મારા પ્રાણતો અત્યારે બચાવો. વકીલે શીખવાડયું કે જેમ જેમ જડજ સાહેબ તને સવાલ પુછે ત્યારે ત્હારે કાંઇજ બોલવું નહીં પણ કહેવું, 'હું, હું, હું,' બીજે દિવસે ભરવાડનો કેસ કોર્ટમાં રજુ થયો અને જડજ સાહેબે જુબાની લેવા માંડી, 'અરે ભરવાડ! કેમ તેં ખુન કર્યું છે?' ભરવાડે કહ્યું 'હું, હું, હું,' 'હું, હું, કેમ કરે છે. સીધો જવાબ

કેમ આપતો નથી ? બોલ તેં ખુન કર્યું છે ?' ભરવાડે કહ્યું હું' જડજે કહ્યું કેમ વકીલ સાહેબ ! આ ભરવાડ ગાંડો છે કે શું ? વકીલ સાહેબે કહ્યું 'જી હા, સાફ ગાંડો છે !' જડજે પૂછ્યું અરે ભરવાડ તું ગાંડો છે કે શું ? ભરવાડે કહ્યું હું', 'કાઢી મુકો એને કાઢી મુકો.' જડજ સાહેબે નોકરને હુકમ કર્યો. ભરવાડ ખુશી થતો થતો કચેરીથી બહાર ચાલ્યો ગયો. પછળ પાછળ વકીલ પણ પોતાના ખાનગી ઓરડામાં ગયા અને ભરવાડને બોલાવી કહ્યું કે લે હવે તો તું બચી ગયો હવે ચાલ મહેનતાણું લાવ. ભરવાડે કહ્યું 'હું.' વકીલે કહ્યું અરે એમ કેમ કરે છે? વકીલ સાહેબે ઘણો સમજાવ્યો ત્યારે ભરવાડે જવાબ આપ્યો કે વકીલ સાહેબ ! તમે ગાંડા બાંડા થઈ ગયા છો કે શું? ભલા એ તો બતાવો કે જે 'હું' એ મને ફાંસીથી બચાવ્યો તે 'હું' શું મને એક લાખ રૂપીઆથી નહીં બચાવશે ? એટલા માટે જાઓ તમે તમારૂં કામ કરો અને મહેનતાણાનો ખ્યાલ છોડી દો.



# રત્ન ૫૩ મું.



## સત્યવચન મહારાજ

એક પુરોહિતજી રોજ બધાને કથા સંભળાવતા હતા, પરંતુ લોક જેજે કંઇ પંડીતજી કહેતા તેના ઉત્તરમાં સાથે મળીને બોલતા 'સત્યવચન મહારાજ' પંડીતજીએ વિચાર કર્યો કે ભલા જોઇએ તો ખરાકે આ લોક કાંઇ સમજે છે કે અમથાજ 'સતવચન મહારાજ' કહયા કરે છે, એમ ધારી પરીક્ષા કરવા માટે પંડીતજી બોલ્યા હવે એક સમયમાં એક પર્વતની અંદર એક કાણું પડયું અને તેમાથી સેંકડો માખી નીકળવા લાગી લોકોએ કહયું 'સતવચન મહારાજ' પુનઃ પંડીતજી બોલ્યા કે પેલી માખીઓ ત્યાંથી નિકળી એક વાણીઆની દુકાનપર એક એક ગોળના માટલા પર બેસતી ગઇ. લોકોએ કહયું 'સતવચન મહારાજ!' પંડીતજી પુનઃ બોલ્યા અને દરેક માટલા પર એક એક માખી બેઠી. અને બેઠા પછી દરેક એક માટલું ઉપાડી ઉડતી થઇ, 'શ્રી ગોવિન્દાય નમોનમઃ' લોકોએ કહયું સતવચન મહારાજ! બસ પંડીતજીએ જાણ્યું કે આ લોકો તો પુરું છે. બુદ્ધિથી શૂન્ય અને પૂરા બુદ્ધુ છે. સાચું કહયું છે કેઃ—

वचस्तत्रैव वक्तव्यं यत्रोक्तं सफलं भवेत् ।
स्थायी भवति चात्यन्तं रागः शुक्लपटे यथा ॥

# રત્ન ૫૪ મું.

## અસંભવને સંભવ દેખાડવું.



એક શહેરમાં એક લોભી વાણીઓ રહેતો હતો પણ સ્વભાવે જરા ઠીક હતો. એક દિવસ એક સજ્જન એને ત્યાં આવી કહેવા લાગ્યો કે મંગલભાઇ ! મારે ત્યાં આજે શુભ અવસર છે. એટલા માટે તપેલાંની જરૂર છે મહેરબાની કરી પાંચેક મોટાં તપેલા આપશો ? લોભીદાસ બોલ્યા કે હા ઘણી ખુશીથી પાંચની સાથે દસ લઈ જાઓ તોએ શું ? પેલો સજ્જન પાંચ મોટાં મોટાં પિત્તળનાં તપેલાં લઇ ગયો. ચારેક દિવસ પછી પેલો સજ્જન પાછો લોભીઆને ત્યાં આવ્યો અને સાથે પાંચ મોટા તપેલાં કે જે તે લઇ ગયો હતો તે અને પાંચ નાની તપેલીઓ લાવી મુકી અને કહ્યું 'મંગળભાઈ, લ્યો આ તમારાં તપેલાં.' પેલો લોભીઓ પાંચને બદલે દસ તપેલાં જોઇ આશ્ચર્ય પામી બોલ્યો 'આ પાંચ તપેલીઓ ક્યાંથી આવી ?' પેલા ધુર્તે કહ્યું 'મંગળભાઈ જે દિવસે તમારે ત્યાંથી તપેલાં લઇ ગયો હતો તેજ દિવસે સાંજે પાંચે પાંચ તપેલાં વીઆયાં અને એમ ધારીને કે કેમકે તપેલાં તમારાં એટલે તપેલીઓ પણ તમારીજ થાય, આ પાંચ તપેલીઓ પણ તમારી પાસેજ લાવ્યો. લોભીઓ જાણતો

તો હતો કે તપેલાં વીઆય નહિં પણ પાંચ તપેલી વધારે આવે તો પછી શું વાંધો છે ? એમ કહી તપેલાં તપેલી લઈ લીધાં. થોડા દિવસ પછી પેલો ધૂર્ત પાછો આવ્યો અને પંદર તપેલાં લઈ ગયો અને ચારેક દિવસ પછી તીસ તપેલાં પાછાં આપી ગયો. લોભીઓ તો ફૂલ્યો નહીં સમાય કે મારાં તો તપેલાં વધતાંજ જાય છે, તો પછી મારે આપવામાં શું વાંધો છે ?'

કેટલાક દિવસ પછી પેલો ધુર્ત પાછો લોભીઆને ત્યાં આવીને ચાળીસ તપેલાંની માંગણી કરવા લાગ્યો. પેલા લોભીઆએ વાર ન લગાડતાં તરતજ તપેલાં કાઢી આપ્યાં. પેલો ધૂર્ત તો તપેલાં લઇ ચાલતો થયો અને ગયો તેજ ગયો. પાછો ફર્યોજ નહિ. મહિના વીતી ગયા પણ તપેલાં પાછાં આવ્યાં નહિં. એક દિવસ લોભીઓ બજારમાં ફરતો ફરતો પેલા ઠગને અચાનક આવી મળ્યો. લોભીઆએ પુછયું 'કેમ ભાઇ આટલા દિવસ થયા તો પણ હજી તપેલાં પાછાંજ આવ્યા નહીં.' પેલો ધૂર્તે જવાબ આપ્યો 'મંગળભાઇ શું કરૂં, ઘણાં ઘણાં ઓસડ કર્યાં તો પણ ઇશ્વરનું કરવું કે કાલેજ સાંજે તપેલાં મરી ગયાં !' લોભીઓ માથે હાથ દઇ ચાલતો થયો. (શેષ પાઠક વર્ગ અનુમાન કરી લેશે)

# રત્ન ૫૫મું.

## ન્યાયમૂર્તિ યુધિષ્ઠિર.



દુર્યોધન તથા દુઃશાસનથી ત્રાસ પામેલા પાણ્ડવ જંગલમાં ભટકે છે તો પણ ક્રૂર ભ્રાતા દુર્યોધન પાણ્ડવોને ત્રાસ આપવાનું કામ છોડતો નથી. જંગલમાં પણ તેમને દુઃખ પહોંચાડવા તે પોતે તથા તેના અનુસારી ભ્રાતાઓ હરિચરણંદ દોડાદોડ કરે છે. એવામાં દૈવયોગે એક ગંધર્વની સાથે તેમનું યુદ્ધ થવાથી બધાને કેદ થવું પડ્યું. ગંધર્વે દુર્યોધનને તથા તેના ભાઇઓને કેદ કરી ત્રાસ આપવા માંડયો. જ્યારે યુધિષ્ઠિરે સંભળ્યું કે મારા ભાઇઓને કોઇ ગંધર્વે કેદ કરી લીધા છે ત્યારે એકદમ તેણે પોતાના કનિષ્ઠ બધુઓને આજ્ઞા આપી કે જાઓ, અને આપણા ભાઇઓને દુઃખમાંથી છોડાવી લાવો.' અર્જુને કહ્યું 'મહારાજ ધર્મરાજ! આપનું કહેવું સત્ય છે પરન્તુ જે આપણને દુઃખ આપે છે તેને બચાવવા શું આપણી ફરજ છે?' એટલામાં ભીમ પણ બોલી ઉઠયો 'ધર્મરાજ! ખરી વાત, દુર્યોધને આપણને પજવવામાં કાંઈ કસર રાખી

નથી, એનો તો નાશ થાય તો થવાજ દેવો. એવા મનુષ્યોને પૃથ્વીપર જીવવા દેવા એ એક મોટી ભુલ છે. આપ જાણો છો કે રાણી દ્રૌપદીને કેટલું દુઃખ આપ્યું અને એનું શિયળ વ્રત પણ ભંગ કરવાને પેલો દુષ્ટ દુઃશાસન તૈયાર થયો હતો. એ પાપીઓનું તો આ મારી ગદાજ કલ્યાણ કરશે.' ભીમરાજનાં આવાં વીર વચન સાંભળી યુધિષ્ઠિર ઘણાજ શાંત થઇ બોલ્યા 'બંધુઓ ! તમે જે કહો છો તે ખરૂં છે પણ શું તમે નથી જાણતા કે દુર્યોધન આપણા સગા સંબંધીઓમાંજ છે ! અને શું તમારે એ પણ જાણવું ન જોઇએ કે દુર્યોધન આદીને આપણી હયાતીમાં કોઈ બહારનો માણસ કષ્ટ આપે એ ઘણુંજ કલંક ભરેલું છે તમારે તમારા કાળજાઓમાં સોનેરી અક્ષરોથી લખી લો કે **'પાંણ્ડવ અને કૌરવ જુદા નથી અને જ્યારે કોઇ બીજો શત્રુ આપણામાંથી કોઇના ઉપર ચઢી આવે ત્યારે આપણે ૫ અને કૌરવ ૧૦૦ નથી પરંતુ આપણે ૧૦૫ છઈએ ?** માટે જાઓ અને સત્વરજ આપણા ભાઈઓને છોડાવી લાવો." આવાં માર્મિક વચનો સાંભળી ભીમનું કઠણ હૈયું પણ પીગળ્યું અને મોટા ભાઈની આજ્ઞા માથા પર ચઢાવી દુર્યોધન દુઃશાસન વિગેરેને છોડાવી લાવ્યા.

ધન્ય છે યુધિષ્ટિર ! ભારતીય પ્રજા યુધિષ્ટિરનાં વચનો પર વિચાર કરીને આવા વખતમાં તેનું અનુકરણ કરશે એવી આશા છે.



# રત્ન ૫૬ મું.

## અમારા બાપદાદાથી સનાતન ચાલી આવે છે.

એક શાહુકારનો છોકરો રમતાં રમતાં એક કુવામાં પડયો એનો બાપ એ સાંભળી તરતજ એક મોટું દોરડું લઇ દોડયો અને કુવામાં દોરડું લટકાવી દીકરાને કહ્યું 'આ દોરડાને તારી કમરે મજબૂતથી બાંધ' છોકરાએ તેમ કર્યું અને બાપે એને કુવામાંથી કાઢયો. થોડા દિવસ પછી એક માણસ એક મોટા ઝાડ ઉપર ચઢી ગયો. ચઢી તો ગયો પણ હવે ઉતરવું બહુજ કઠણ દેખાયું તેણે બૂમો પાડી કહ્યું કે 'ભાઇઓ ! હું ઝાડ પર ચઢી તો ગયો છું પરન્તુ હવે ઉતરવું બહુ મુશ્કેલ લાગે છે, મહેરબાની કરી કાંઈ એવી યુક્તિ શોધી કાઢો કે જેથી એક તો હું સારી પઠેમ ઉતરી જઉં અને મને ઈજા પણ ન થાય' લોકોએ પોત પોતાની યુક્તિઓ બતાવી પણ ઝાડ પર ચઢેલા માણસની સમજમાં એકપણ ન આવી. પેલો કુવામાં

પડી ગયલો શાહુકારનો છોકરો પણ ત્યાં આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે 'એક સણનું મોટું દોરડું લઇ આવો હમણાં હું જરાપણ પરિશ્રમ વિના એને નીચે ઉતારૂં છું.' લોકોએ જલદીથી દોરડું મંગાવી આપ્યું. આ શાહુકારના બેટાએ દોરડું ફેંક્યું અને પેલાને કહ્યું કે આ દોરડાને તારી કમરે મજબૂતીથી બાંધ. ઝાડપર ચઢેલા પુરૂષે તેમ કર્યું ત્યારે પેલા શાહુકારના દીકરાએ બે હાથે જોરથી દોરડું ખેંચવા માંડ્યું. પેલો ઉપરથી કહેવા લાગ્યો 'અરે આ શું કરે છો? હું પડી જઇશ.' એમ કહી 'પડયો પડયો' કરી ઝાડની એક ડાળીજ પકડી રાખી હતી. પરન્તુ શાહુકારના છોકરાએ કહ્યું તમે બેફિકર રહો 'તમે પડશો નહિ. દોરડેથી બાંધી ખેંચવું એ તો અમારા બાપ દાદાથી ચાલતું આવ્યું છે.' એમ કહી ઝાડપરથી દોરડા વડે ખેંચી લીધો કે પેલો ધડીમ દઇ નીચે પડી થોડા વખતમાં મૃત્યુ પામ્યો. લોકોએ કહ્યું 'તમે તો કહેતા હતા કે એ તો બાપદાદાથી ચાલતું આવ્યું છે ને આ કેમ મરી ગયો?' છોકરાએ કહ્યું 'કળિયુગ છે, કળિયુગ છે.'

બધા કામમાં બુદ્ધિ વાપરો. આજકાલ ઘણા ખરા જુદી જુદી જાતના રોગપર એકજ પ્રકારની દવા બતાવે છે જેથી મૃત્યુ શિવાય બીજું કાંઈ પરિણામ આવતું નથી.



# રત્ન ૫૭ મું.





એક નવજુવાન છોકરો આંખનો તેજ હતો પણ બુદ્ધિનો બુદ્ધ હતો. એક દિવસ રસ્તે જતાં તેણે એક લુહારના કારખાનામાં જોયું કે લુહાર લોઢું લાલચોળ તપાવી પાણીમાં બોળી દે છે કે તે તરત ટાઢું થઇ જાય છે. એક દિવસ એવું બન્યું કે એના ઘરમાં એની માને તાવ આવ્યો અને માએ દીકરાને પાસે બોલાવી કહ્યું 'બેટા! જો તો આજે મારૂં દિલ કેવું તપી ગયું છે!' છોકરાએ પેટપર હાથ લગાડી જોયું તો પેટને જાણે ભઠ્ઠીમાં ન ઉન્હું કીધું હોય એમ તેને લાગ્યું. છોકરો તો વિચારમાં પડયો કે હવે શું કરવું. એટલામાં એને પેલી લુહારની યુક્તિ સુઝી આવી. એ સમજયો કે દરેક તપાવેલી ચીજને પાણીમાં નાંખવાથી એકદમ ઠંડી થઇ જાય છે. એમ વિચારી છોકરાએ તો માને એક દોરડેથી સજજડ બાંધી અને ઉપાડી પાસેના કુવાના પાણીમાં લટકાવી!' માં તાવથી વ્યાકુળ થયલી અંદર દાંત કાઢી ચીસો પાડવા માંડી ત્યારે છોકરાએ એમ જણાવ્યું કે હવે

તાવ ઉતરી ગયો છે. તેથી તેણે કહ્યું કે 'માં, હવે તો તને તાવ ઉતરી ગયો છે એટલેજ તું અંદર દાંત કાઢીને હસે છે અને ખુશ થાય છે' એમ કહી છોકરાએ માને બહાર કાઢી. માની તબીઅત એટલી તો બગડી ગઇ હતી કે થોડા દિવસમાં તે પરલોક ચાલી ગઇ. લોકો એ સાંભળી હસવા તથા રડવા લાગ્યા. દેશના સુધારાને માટે લોકો એવા એવા ઉપાયો નિરંતર નિડર શોધ્યા કરે છે.



## રત્ન ૫૮ મું.



### કળિયુગ.



એક વૈદ્યરાજ ઘણાજ પ્રવીણ તથા દવા કરવામાં ઉંચા પ્રકારની હુંશીઆરી ધરાવતા હતા. વૈદ્યરાજને એકજ પુત્ર હતો જે ઘણોજ રૂપવાન તથા ચંચળ હતો. વૈદ્યરાજે ઘણા પ્રયત્ન સાધ્યા કે છોકરો કાંઇ શીખે પરન્તુ એટલી બધી માથાકુટ કરવા છતાં પણ છોકરો એક અક્ષર પણ શીખ્યો નહિ. થોડા સમય બાદ વૈદ્યરાજ પરલોક સિધાવ્યા જેથી વૈદ્યરાજનો સઘળો વ્યવહાર બંધ પડી ગયો. છોકરો મોટી ઉમરે

પહોંચેલો હતો એટલે વિચાર કરવા લાગ્યો કે નવરા બેસીને શું કરવું. એવી રીતે ક્યાં સુધી ચાલશે. બાપુજી તો ચાલ્યા ગયા અને તેમના ઘરાક પણ ઘણા ખરા આવતા બંધ થઇ ગયા છે. એમ કરતાં કરતાં એને સુઝી આવ્યું કે પેલી બાપુજીવાળી ઓસડની પોટલીઓ તો હજી છે, તેમની ગાદી પણ તેની તેજ છે; ઘરાક પણ થોડા ઘણા આવીને ચાલ્યા જાય છે; મારા હાથ પણ તૈયાર છે તો પછી બાપુજીનો ધંધો શું કામ પડતો મુકવો જોઇએ?! આ વૈદ્યરાજના પુત્ર મુળે તો નિરક્ષર હતા અને તેમાં વળી વૈદ્યનો ધંધો લઇ બેઠા એટલે પછી શું પુછવું? લોકો સ્વર્ગવાસી વૈદ્યરાજની પ્રતિષ્ઠાને લીધે પાછા આવવા માંડયા અને વૈદ્યરાજના પુત્ર પાસે દવા લેવા લાગ્યા, વૈદ્યરાજની હયાતીમાં કેટલાક મનુષ્યોને સારૂં થઇ જતું હતું પરન્તુ હવે તો તેથી વિપરીત થવા માંડયું. લોકો સાજા થવાને બદલે મરવા લાગ્યા. ઔષધિ આપવામાં આ પ્રવીણ પુત્રે પોતાની મુર્ખતાથી ઘણુંજ ડહાપણ વાપર્યું હતું. લોકોએ આવી પુછયું 'કેમ વૈદ્યરાજ! તમારા પિતાના વખતમાં તો લોકો સાજા થઈ જતા હતા અને એટલા મરતા પણ નહોતા ત્યારે તમે તો જયારથી દવા આપવા લાગ્યા ત્યારથી લોકોનો ઘાણ કેમ નિકળવા લાગ્યો છે? વૈદ્યરાજના પુત્રે જવાબ આપ્યો (ગંભીરતાથી) કે 'જુઓ,

ભાઈઓ, ઝોળી તેજ છે કે જે મારા બાપુજીની હતી, દવાઓ પણ તેજ છે, ગાદીપણ તેજ છે, ફી પણ તેજ છે. પરન્તુ તમે નથી જાણતા કે હમણાં કળિયુગ પણ ચાલે છે અને એટલા માટેજ લોક વધારે મરતા જાય છે. ધન્ય છે વૈદરાજજી ! તમારા જેવાજ બે ચાર વૈદ્ય બીજા થઈ જાય તો પછી ગામના ગામ ઉજડાં જાય ખરાં કે ?

યાદ રાખવું જોઈએ કે કાળ (સમય) સુખદુઃખનું કારણ નથી. કાળને માથેજ સઘળા દુઃખનો આરોપ મુકવો અને પોતાના પગ તળેથી સર્વ દોષ કાઢી નાંખવા એ મુર્ખાઇ ભરેલું છે. જો કાળજ સુખ અને દુઃખનું કારણ હોય તો તે કાળમાં સર્વની એકજ દશા હોવી જોઇએ અને તે જોવામાં આવતી નથી. એથી સ્પષ્ટ છે કે કાળ સુખ દુઃખનું કારણ નહિ. આજ કાલતો વખતજ એવો છે, ' કે 'આજે ભલાઇનો વખત નથી તો ' ' આજે ધર્મની મા ડાકણને ખાય ' એવાં વચન આજ કાલ સાધારણ રોજની કહેવતો થઈ ગઈ છે અને તે બહુાને લોકો નિરુત્સાહી તથા નિર્વીર્ય બની પ્રયત્ન છોડી દઈ પોતાના જીવનનો નાશ કરે છે.



# રત્ન ૫૯ મું.

---

## ગુરૂસેવા.



એક મોલવી સાહેબ ( મુસલમાન અધ્યારૂ ) એક શેઠના છોકરાને ભણાવતા હતા. મોલવી સાહેબે એક દિવસ છોકરાને કહ્યું કે 'અબે, કોઇ દિવસ કાંઇ લાવતો કેમ નથી, તારો બાપ તો મોટો શેઠ છે, છોકરો જવાબ આપતો કે 'મોલવી સાહેબ! લાવીશ જરૂર લાવીશ.' એક દિવસ શેઠને ત્યાં દુધપાક બન્યો હતો અને એવું બન્યું કે કુતરૂં આવી બધો દુધપાક બોટી ગયું. જયારે છોકરો મોલવીને ત્યાંથી ભણીને આવ્યો ત્યારે તેની મા તેને કહેવા લાગી કે 'બેટા આજે તારી મરજી હોય તો દુધપાક તારા મોલવી સાહેબને આપી આવ.' છોકરાએ કહ્યું કે 'લાવ આજે બહુ મઝાની તક છે, મોલવી સાહેબને હમણાંજ જઇ તાજો તાજો દુધપાક આપી આવું' માએ એક માટીના કુંડામાં દુધપાક ભરી છોકરાને આપ્યો અને છોકરો પણ જલદી જલદી મોલવીને ત્યાં પ્હોંચી ગયો. મોલવી સાહેબ દુધપાક જોઇ બહુ પ્રસન્ન થયા અને ખાતા ખાતા બોલ્યા 'કેમ દીકરા, આજ

તારી માએ તોં મારા ઉપર ઘણીજ મહેરબાની કરી છે કે આવો સરસ દુધપાક મોકલ્યો." છોકરો બોલ્યો કે 'મોલવીજી ના, ના, એ વાત નથી પણ અમારે ત્યાં આજે દુધપાક બન્યો હતો અને અચાનક એક કુતરૂં આવી બધો દુધપાક બોટી ગયું એટલે પછી મારી માએ લાચાર થઇ કહ્યું કે આ દુધપાકને તારા મોલવી સાહેબને આપી આવ' મોલવી સાહેબ એ સાંભળતાંજ ગુસ્સે થઇ ગયા અને કુંડું કુટતાંજ છોકરો રડવા લાગ્યો. ત્યારે મોલવી સાહેબે કહ્યું કે, 'અબે, રડે છે કેમ ?' છોકરો બોલ્યો, મારી મા મને મારશે.' મોલવી સાહેબે કહ્યું કે 'બેટા ! હું તને બીજું કુંડું મંગાવી આપીશ.' છોકરાએ કહ્યું 'મોલવી સાહેબ, તમે શું મંગાવી આપવાના હતા ? ! મારો ભાઇ એમાં રોજ ઝાડે ફરવા જતો હતો તે તમને કયાં ખબર છે ? એને બિચારાને કેટલી તકલીફ પડશે ?' એ સાંભળી મોલવી સાહેબ શરમાયા અને છોકરાને ઘેર મોકલી દીધો.

આ તો એક સાધારણ સત્ય દ્રષ્ટાંત છે પરન્તુ વિદ્યાર્થીઓ વિચારી જોશે કે તેઓ પોતાના શિક્ષકોની સાથે કેવો વર્તાવ કરે છે અને શિક્ષકોએ પણ જોવું જોઇએ કે શા કારણથી વિદ્યાર્થી તથા ગુરૂ વચ્ચે આટલો બધો અંતર પડી ગયો. યોગ્ય શિક્ષક બનો તોજ યોગ્ય વિદ્યાર્થી બનશે અને યોગ્ય વિદ્યાર્થી બનો તોજ યોગ્ય શિક્ષક

બનશે. ભારતવર્ષના દુર્ભાગ્યે બીજા દેશો કરતાં શિક્ષણ પદ્ધતિ, શિક્ષક પદ્ધતિ તથા વિદ્યાર્થી પદ્ધતિ બહુજ અધમ દશાએ પહોંચેલી છે. હું નથી ધારતો કે બીજા કોઇ દેશમાં આવો વ્યવહાર ચાલતો હોય પરન્તુ એ તો યાદ કરો કે પ્રથમ ગુરૂશિષ્ય પ્રણાલી ચાલી કયાંથી? શિક્ષકના ઉપર જે હેત રાખવાથી આનંદ થાય છે તે અપૂર્વ છે અને શિક્ષકોએ પણ એવા હેતને પાત્ર બની વિદ્યાર્થીઓ પાસે કોઈ જાતનું અનુચિત કે અયોગ્ય કામ લેવું કે કરાવવું નહિં. વ્યાપાર, નોકરી, ખેતી ઈત્યાદિ જીવનના સઘળા ભાગોમાં વિદ્યા આશ્રયરૂપ થઈ પડે છે એટલા માટે વિદયાર્થીઓને કોઇ પણ રીતે બગાડવાનો યત્ન ન થવો જોઇએ. આશ્ચર્યની વાત છે કે માસ્તરો વિદયાર્થીઓને નાટક, સીનેમેટોગ્રાફ, રાગરંગ જોવા લઇ જાય, બીડી પીવા આપે ને પાન ખાવા આપે, હોટલોમાં લઈ જાય અને તેમના પૈસાનુંજ પાણી કરે. બંધુઓ! આપણી શિક્ષણ પદ્ધતિને નહી સુધારો તો સત્યાગ્રહ, સ્વરાજય, મોટાં મોટાં ભાષણો, કોંગ્રેસ ઇત્યાદિનું કાંઇ નિશ્ચિત પરિણામ ભાગ્યેજ આવશે કારણ કે તમાની પ્રાચીન શિક્ષણ પદ્ધતિ એજ એવાં કાર્યોને વાસ્તે વિદ્યાર્થીઓને તયાર કરી શકશે નહીં કે આજ કાલની?

---

# રત્ન ૬૦ મુ.



## વ્યકિતભાવ



એક રાજાની ધુનમાં એક દિવસ એવું આવ્યું કે આપણા શહેરમાં આ દુધીકું તળાવ છે તે કેટલાક વખતથી સુકુ જ પડી રહેલું છે, તેને પાણીની જગ્યાએ દુધથીજ ભરી દેવું જોઇએ. એમ વિચારી શહેરના સઘળા લોકોને બોલાવીને કહ્યું કે હું આવતી કાલે સવારે આ તળાવ દુધથી ભરેલું જોવા માંગું છું. માટે તમારામાંથી હરેક જણ એક એક ઘડો દુધનો નાખશે તો કાલે સવાર સુધીમાં તળાવ દુધથી ભરાઇ જશે! લોકોએ કહ્યું 'મહારાજ! જેવી આપની ઇચ્છા.' સૌ સૌને ઘેર જઇ સૌએ વિચાર કર્યો કે 'આખા શહેરના લોકો આજે દુધના ઘડા લઇ તળાવ ભરવાના છે તો પછી હું દુધના ઘડાને બદલે પાણીનો ઘડો ભરી અંદર રેડી આવું તો પછી શું હરકત? દુધમાં પાણી મળી જશે પછી કોણ જાણવાનું છે કે એકાદ પાણીનો ઘડો પણ અંદર નંખાયો હતો.' દૈવયોગે બધાએજ એવો વિચાર કર્યો કે 'હું પણ એક પાણીનો ઘડો રાતમાંને રાતમાં તળાવમાં રેડી આવું તો પછી શું

વાંધો છે ?' સવારના પહોરમાં રાજાની સવારી ત્યાં આવી પહોંચી તો જુએ છે તો તળાવ દુધથી તો નહીં પણ પાણીથીજ ભરાયું છે અને બેચાર જણ દુધના ઘડા રેડી ગયા હતા તે પણ પાણીની અંદર ખબર નહીં પડી. રાજા વિસ્મય પામ્યો અને વિચારમાં પડી ગયો કે ખરેખર દુનિયામાં પણ એજ જોવામાં આવે છે કે ધાર્મિક સામાજિક આત્મિક નૈતિક ઉન્નતિ કરવામાં લોક એક બીજાપર આધાર રાખે છે શિક્ષકો ઇચ્છે છે કે વિદ્યાર્થીઓ વ્યસની ન બને અને જુઠું ન બોલે પરંતુ પોતે વ્યસનપૂર્ણ તથા મિથ્યાવાદી હોય છે, ધાર્મિક ધર્મપ્રચારકો લોકોને ધર્મનો ઉપદેશ આપવા નિકળે છે પરંતુ પોતે પોતાનું જીવન ઉપદેશને અનુસરીને બનાવતા નથી. તે કારણે એ આશા રાખવી કે કોઈપણ ધાર્મિક સમાજ ઉન્નતિ કરશે એ સર્વથા અસંભવ છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર વ્યક્તિ ધર્મને માટે છે અને સાધારણ તથા પ્રથમ ત્રણ સમષ્ટિને માટે પણ છે. વ્યકિત સુધારો તો સમષ્ટિ સારી બનશે, નહિં તો પાણીના તળાવમાં બેચાર ઘડા દુધની પેઠમ થાય. ઘરોમાં પણ એજ ભૂલ જોવામાં આવે છે, બાપ ઇચ્છે છે કે મારો છોકરો સારો નિકળે, જુઠું ન બોલે, ચોરી ન કરે, ગાળો ન ભાંડે; દુર્વ્યસની ન બને, પરંતુ ઘરમાં નિત્ય એજ જોવામાં આવે કે બાપ પોતે જુઠું બોલતો હોય, ગાળો કાઢતો હોય, વ્યસનમાં મચી રહેલો હોય તો પછી પુત્ર કયાંથીજ સારા નિવડે ?



# રત્ન ૬૧ મું.

## પરિશ્રમ. ( કવિ કાલિદાસ )



જ્જન નગરીના રાજાની પુત્રી વિદ્યુત્તમા ખરેખર એક વિદુષી (ચતુર તથા ભણેલી) સ્ત્રી હતી વિદ્યુત્તમાએ ઘોષણા કરાવી દીધી હતી કે જે પંડીત મારા સાથે શાસ્ત્રાર્થ કરી મને હરાવશે તેની સાથેજ હું લગ્ન કરીશ નહીંતો કુમારી રહીશ. સેંકડો પંડીત રોજ આવતા અને હારીને પાછા ફરતા, જ્યારે કોઈ પણ પંડીત જીત્યો નહિ ત્યારે તો સઘળા પંડીત ઝંખવાણા પડી બદલો લેવાનો વિચાર કરવા મંડયા અને નિશ્ચય કર્યો કે વિદ્યુત્તમાનાં એક એવા મૂર્ખની સાથે લગ્ન કરવાં કે તેથી એ પણ જીન્દગી પર્યન્ત યાદ રાખે. એવો વિચાર કરી બધા પંડીતો મૂર્ખની શોધમાં નિકળ્યા. જરા શહેર બહાર નિકળ્યાને જુએ છે કે એક માણસ ઝાડ ઉપર ચઢી જેનાપર બેઠો છે તેજ ડાળી કાપી રહ્યો છે. પંડીત લોક સમજ્યા કે આ મનુષ્યથી કોઇ વધારે મૂર્ખ નહીં હોય એમ કહી ઝાડપર ચઢેલા માણસને લાલચ આપી સમજાવીને નીચે ઉતાર્યો અને કહ્યું 'કેમ તારે પરણવું છે?'

પેલો તો એ સાંભળી બહુ ખુશી થયો. પુનઃપંડીતોએ કહ્યું કે જો આજે અમે તારાં લગ્ન એક રાજકુમારી સાથે કરીશું પરંતુ એક વાત યાદ રાખજે કે ત્યાં જઈ ત્હારે કંઇ બોલવું નહિ પણ આંગળીઓના ઇશારાથીજ કામ લેવું. એટલું શિખવાડી પંડીતોએ પેલા મૂર્ખને રાજકુમારી પાસે લઇ જઇ તેની સાથેજ થોડા અંતરે તેને આસન પર બેસાડયો અને મુર્ખની તરફ ઇશારો કરી કહ્યું 'આ પંડીત અમારા ગુરૂ છે અને સાક્ષાત બ્રહ્સ્પતિની સમાન છે માટે હે રાજકુમારી ! તમે એનાં સાથે શાસ્ત્રાર્થ કરો; પરંતુ આજ કાલ એણે મૌન વ્રત ધારણ કરેલું હોવાથી તમારે જે કાંઇ વાતચીત કરવી હોય તે સંકેત (ઇશારા) દ્વારાજ કરવી પડશે. કુમારીએ વિચાર્યું 'કે જોઉં ઇશારાથી પણ કેવીરીતે શાસ્ત્રાર્થ કરે છે. એમ વિચાર કરીને કે ઇશ્વર એકજ છે વિદ્વત્તમાએ પોતાની એક આંગળી ઉંચી કરી. પરંતુ પેલો મુર્ખ સમજ્યો કે રાજકુમારી એક આંગળી દેખાડી મારી એક આખ ફોડવા માંગે છે એટલે એણે પોતાની બે આંગળીઓ ઉંચી કરી અને મનમાં કહ્યું કે તું મારી એક આંખ ફોડશે તો હું તારી બે આંખ ફોડીશ. એ પરથી પંડીતોએ એવી વિલક્ષણ યુક્તિઓ આપી કે બીચારી રાજકુમારીને હાર માનવી પડી એટલે તરતજ લગ્ન થઇ ગયાં.

એક દિવસ રાજભુવનમાં વિદ્વત્તમા અને પેલો મુર્ખ બંને બેઠેલા હતા એવામાં એકાએક એક ધ્વનિ (અવાજ) સાંભળવામાં આવ્યો. રાજકુમારીએ પુછ્યું 'આ શું છે? કોનો અવાજ હશે?' પેલો મુર્ખ કે જે એક અક્ષરનું પણ ઉચ્ચારણ ઠીક ઠીક જાણતો ન હતો તે બોલી ઉઠયો કે 'એ તો ઉટ્ર (ઉંટ, સંસ્કૃતમાં ઉષ્ટ્ર) બરાડે છે.' ફરીથી રાજકુમારીએ પુછયું ત્યારે પણ ઉટ ઉટ્રજ કહ્યું પરંતુ ઉષ્ટ્ર ન કહી શકયો. હવે તો રાજકુમારીને પંડીતોના કપટની ખબર પડી અને બીજો કાંઈ ઉપાય હતો નહિ એટલે પશ્ચાતાપ કરી પેલા મુર્ખને ઘરની બહાર કાઢી મુકયો. પેલો મુર્ખ વ્યાકુળ થઈ શરમાતો શરમાતો જંગલમાં જઈ પહોંચ્યો ત્યાં જઈ શું જુએ છે કે એક કુવાના પત્થર ઉપર કેટલાક નિશાન પડેલા છે એ જોઇ એ વિચારમાં પડયો કે દોરડું આ પત્થર ઉપર વારંવાર ઘસાય છે તેથી જુઓ પત્થર પર પણ કેવાં નિશાન થઇ જાય છે તો પછી શું મારૂં હૈયું એવું કઠણ છે કે વારંવાર ભણવા તથા યાદ કરવા છતાં પણ મને જ્ઞાન નહીં આવે? ખચિત હું પણ ભણી શકું એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો અને થોડા કાળ સુધી તન અને મનથી અને ઘણીજ ખંતથી અભ્યાસમાં પરિશ્રમ કરવા માંડયો પછી શું પુછવું. પરિશ્રમથી શું નથી થતું? થોડાજ સમયમાં એજ મુર્ખ કવિ કાળિદાસ બની ગયો. પુર્ણ વિદ્વાન થઇ પાછો રાજભુવનમાં આવી બારણું ઠોકી

કવિકાળિદાસ કહેવા લાગ્યા ‘ अनावृतं कपाटं द्वारं देहि ’ (બારણું ઉઘાડો) ઉપરથી વિદ્વત્તમાએ કહ્યું ‘अस्तिक श्चिद्रा-ग्विशेष’ વિદ્વત્તમાના એ વાકય પરથી કવિ કાળિદાસ ‘अस्ति’ ‘कश्चित्’ અને ‘वाक्’ શબ્દોથી આરમ્ભ થતાં ત્રણ કાવ્ય અર્થાત્ ‘अस्त्युत्तरस्यां दिशिदेवतात्मा’ થી કુમાર સંભવ, ‘कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकार प्रमत्त’ થી મેઘદૂત જે જગપ્રસિદ્ધ છે, અને ‘वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये’ થી રઘુવંશ નામનાં પુસ્તક રચી અનેક નાટક તથા કાવ્ય બનાવ્યાં જેમાં શકુન્તલાને સઘળા જાણે છે. મહાન્ કવિ કાળિદાસ આજે જગપ્રસિદ્ધ છે અને હીંદીઓમાં હીંદી પણું હશે તો કવિ કાળિદાસનું નામ ભારતવર્ષમાંથી લોપ થવા દેશે નહિ. એ કવિઓનાં નામ કવિના ઉત્સવ કરવાથી તથા તેમના પુસ્તકોનું મનન કરવાથીજ સચવાય છે. બીજા દેશોના કવિઓને પછી અને પોતાના દેશના કવિ તથા ગ્રંથ કર્ત્તાઓને પહેલાં માન આપવું એ દેશસેવાનું એક મોટું અંગ છે.



# રત્ન ૬૨ મું

## શેખ ચલ્લી.



ક શેખચલ્લી સાહેબ સ્ટેશન પર રહેતા અને મજુરી કરી પેટને ન્યાય આપતા. એક દિવસ એક સુખડીઓ ઘીનો ઘડો લઇ ગાડીએથી ઉતર્યો અને શેખચલ્લીને કહેવા લાગ્યો 'આ ઘડાને શહેરમાં લઈ જવાનો છે' જી હજુર! લઈ જઈશ શું આપશો બાપજી? બે પૈસા મળશે બે પૈસાતો બે પૈસા ચલો. સુખડીઆએ તો ઘીનો ઘડો ઉપડાવી શેખચલ્લીના માથાપર ચઢાવ્યો આગળ સુખડીઓ અને પાછળ શેખચલ્લી ચાલતા થયા શેખચલ્લી મનમાં મનસૂબા બાંધવા લાગ્યો કે આ ઘડો લઈ જવાની મજુરી મને બે પૈસા મળશે તેની હું એક મરઘી લઈશ અને મરઘીના ઇંડાં થશે તો તેને વેચી ને એક બકરી લઇશ. બકરીના બચ્ચાં થશે તો તેને વેચી હું લગ્ન કરીશ પછી તો મારે છોકરાં છૈયાં થશે અને છોકરાના પણ છોકરા થશે કોઈ દિવસ મને આવી મારાં છોકરાં કહેશે ? હાહા ! અચને ફદાકા

અપાવો ? ત્યારે હું કહીશ 'જાઓ બદમાશ ! મસ્તીખોરે ચાલ્યા જાઓ અહીંથી વિચારમાંને વિચારમાં શેખચલ્લીએ શબ્દ એવા જોસથી કહ્યા કે બિચારાનું માથું હાલી ગયું જેથી ઘડો પડી ગયો. પાછળ મુખડીઓ આવતો હતો તેણે એક ધપ્પો મારીને કહ્યું 'અરે મુર્ખ ! આ શું કર્યું ? ઘડો કેમ ફોડી નાંખ્યો ? શેખચલ્લી બોલ્યો ' અરે સાહેબ ! તમને તો ઘડાની લાગી છે પણ મારૂં આખું તૈયાર કરેલું ઘર પડી ભાગ્યું તેનું કેમ ?

એવા ખોટા ખોટા મનસૂબા બાંધવા કરતાં કર્મ તરફ વધારે ધ્યાન આપવું જોઇએ.

---

## રત્ન ૬૩ મું.

## મુર્ખતાની લાકડી.



ક વાર એક રાજાને ત્યાં એક મહાત્મા પધાર્યા. રાજાએ મહાત્માજીનો ઘણોજ સત્કાર કર્યો અને જ્યારે મહાત્મા જવાની તૈયારી કરવા લાગ્યા ત્યારે રાજા સાહેબે એક લાકડી આપી કહ્યું કે ' મહાત્માજી ! આ લાકડી લો અને આપ ભ્રમણ

તો કરો છો એટલે ભ્રમણ કરતાં કોઈ મુર્ખનો મુર્ખ મળે તેને આપી દેજો. મહાત્મા લાકડી લંઇ રસ્તે થયા. થોડાં એક વર્ષ વીત્યા બાદ મહાત્મા તે લાકડી લઈ પાછા આવ્યા અને મૃત્યુ શય્યાપર પડેલા રાજા સાહેબની સાથે સારી પઠેમ વાતચીત કરી અને પુછયું, 'મહારાજા સાહેબ ! આપ જવાની તૈયારી કરો છો પણ આ રાજપાટ શું આપની સાથેજ આવવાનું છે?' રાજાએ કહ્યું ના. 'મહાત્માએ પુછયું ધન સમ્પત્તિ, હીરા માણેક વિગેરે બધા આપની સાથે જવાના છે ? 'નહિ.' રાજાએ ઉત્તર આપ્યો. તો પેલી ફોજ, પેલા ઘોડા હાથી વિગેરે આપની સાથે આવવાના છે ? રાજાએ કહ્યું 'નહિં.' મહાત્માએ ફરી પુછયું 'ત્યારે આ રાણી' આપની સ્ત્રી બંધુ, ભાઇઓ પણ સાથે આવવાના છે. રાજાએ કહ્યુ 'સંભવ નથી.' ત્યારે શું તમારૂં શરીર તમારી સાથે આવવાનું છે? રાજાએ કહ્યું 'સંભવ નથી.' રાજાએ કહ્યું ના એ પણ નહિ. ત્યારે તમારી સાથે શું આવવાનું છે? સંસારમાં રહી તમે કોઇ પણ સાથી એવો ન બનાવ્યો કે જે તમારી સાથે આવે ! રાજાએ કહ્યું કોઇ નહિ ત્યારે તો મહાત્માએ કહ્યું આ લો આપની લાકડી, તમારા કરતાં વધારે મુર્ખ મને તો કોઇ પણ જડયો નહિ અને એવા માણસ કરતાં વધારે મુર્ખ કોણ હોય કે જે સંસારમાં આવી ધર્મ રૂપી સાથી પોતાની

સાથે લઈ જતો નથી.

કવિએ સત્ય કહ્યું છે કેઃ—

धनानि भूमौ पशवश्च गोष्टे
नारी गृहद्वारि जनः श्मशाने ।
देहश्चीतायां परलोक मार्गे
धर्मानुगो गच्छति जीव एकः ॥

---

## રત્ન ૬૪ મું,

## પરમાત્માને વ્યાપક જાણવાથી તથા તેનાપર પુર્ણ વિશ્વાસ રાખવાથી મનુષ્ય કોઈ દિવસ પાપ કરી શકતો નથી.

એક ગુરૂની પાસે બે વિદ્યાર્થી ચેલા બનવાને આવ્યા. ગુરૂજીએ કહયું, 'હું તમને બન્નેને એક એક ફળ આપું છું. તમે લઈ જાઓ અને એવી જગાએ જઈ બે કકડા કરી લાવો કે જ્યાં કોઇ ન હોય ત્યારેજ તમને શિષ્ય બનાવીશ.' બન્ને શિષ્ય પોત પોતાનું ફળ લઇ આવ્યા. એક તો ગુરૂજીના ઘરની પાછળ ગયો અને ચારે તરફ જોઇને કે અહીં કોઈ

નથા ફળના તરત બે કકડા કરી દીધા અને ગુરૂની પાસે ઝટ દોડી આવ્યો. બીજો શિષ્ય પોતાનું ફળ લઇ ઉંચી ઉંચી પહાડોની ચોટીઓપર; ઉંડામાં ઉંડા સમુદ્રની તળે, એકાન્તમાં એકાન્ત અંધારી ઓરડીઓમાં તથા મોટામાં ભયાનક વન ખુંદી આવ્યો પરન્તુ એને કોઇ એવું સ્થાન ન જડયું કે જ્યાં તે પોતાના ફળના બે કકડા કરે એટલા માટે બીજો શિષ્ય તો આખું ફળ લઇ પાછો આવ્યો અને તેને ગુરૂની પાસે લાવી મુકયું. ગુરૂએ પહેલાને પ્રશ્ન કર્યો કે 'તેં તારૂં ફળ કયાં તોડયું હતું ?' જવાબ મળ્યો કે 'હું તો આપના મકાનની પાછળ ગયો જ્યાં કોઈ કરતાં કોઇ નહોતું ત્યાંજ મેં મારૂં ફળ તોડી તરતજ હું આપની પાસે આવ્યો.' ગુરૂએ હવે બીજાને પ્રશ્ન કર્યો કર્યો કે 'કેમ તેં તારૂં ફળ કેમ નહિં તોડયું તને કોઇ એવી જગ્યા મળી નહીં કે જ્યાં તું તારા ફળના બે કકડા કરી શકે ? બીજાએ સવિનય ઉત્તર આપ્યો કે 'ગુરૂજી હું ઉંચા ઉંચા પર્વતોના શિખરપર ગયો, સમુદ્રની તળે ફર્યો, અંધારા તથા એકાન્ત કોટડીઓમાં ફર્યો પરન્તુ મને તો કોઇ એવી એકાન્ત જગા નહીં મળી જ્યાં બીજું કોઇ ન હોય. ગુરૂજી મેં તો શાસ્ત્રમાં એવું મનન કર્યું છે કેઃ—

एको देवः सर्व भूतेषु गूढः
सर्व व्यापी सर्व भूतान्तरात्मा।
कर्माध्यक्षः सर्व भूताधिवासः
साक्षी चेता केवलो निर्गुणश्च ॥

અર્થ—એક પરમેશ્વર, સર્વ પ્રાણીઓની અંદર રમી રહેલો, અણુ અને પરમાણુમાં વ્યાપક, નિર્ગુણ, કર્મોનો ફળદાતા, સર્વ ભૂતોનો રાજા, સર્વેનાં કર્મ જુએ છે અને તે નિર્ગુણ છે.

એટલા માટે ગુરૂજી ! મેં ફળ ન તોડયું. મહાત્માએ આ બીજા વિદ્યાર્થીનેજ પોતાનો શિષ્ય બનાવ્યો અને બીજાને કહ્યું કે "તું હજી યોગ્ય નથી. એટલા માટે તને શિષ્ય નથી બનાવ્યો."

ખરેખર ! જે મનુષ્ય પરમાત્માપર પૂર્ણ ભરોસો રાખે છે તેની સકળ કામનાઓ પૂર્ણ થાય છે. પરન્તુ વિશ્વાસ દૃઢ હોવો જોઇએ. ઢચુપચુ કરતો વિશ્વાસ દુનીઆમાં કોઇ દિવસ ફળ આપતો નથી. જેનો વિશ્વાસ પૂર્ણ છે તે સંસારમાં કોઇ દિવસ કષ્ટ અનુભવ કરવાનો નથી પરન્તુ નિત્ય વિશ્વાસ રાખી પ્રાર્થના કરવી કે:—

तेजोऽसि तेजोमयि धेहि
वीर्यमसि वीर्यमयि धेहि।
बलमसि बलंमयि धेहि

ओजोऽस्योजो मयि धेहि ॥
मन्युरसि मन्युमयि धेहि
सहोऽसि सहोमयि धेहि ॥

તું તેજ છે ! મને તેજ આપ !
તું વિર્ય છે ! મને વીર્ય આપ !
તું બળ છે ! મને બળ આપ !
તું ઓજસ (આત્મિક બળ) છે ! મને ઓજ આપ !
તું (દુષ્ટોપર) ક્રોધ રૂપ છે મને પણ મન્યુ આપ !
તું સહન શીલતા છે ! મને સહન શીલતા આપ !

---

## રત્ન ૬૫ મું.

### વ્યર્થ વિવાદ




ક સસરો ને જમાઇ ખેતરમાં એક દિવસ હળ ચલાવતા હતા. સસરાએ કહ્યું કે આનન્દપુર ગામ અહીંથી ૪ કોસ છેટે છે ત્યારે જમાઈએ કહ્યું નહીં સસરાજી ત્રણજ કોસ થાય.' સસરાએ કહ્યું 'ખોટી વાત, ૪ કોસજ થાય.' 'નહીં હું કહું છું ત્રણ કોસ થાય.' જમાઇએ

ઉત્તર આપ્યો. એમ કરતાં કરતાં બન્ને તપાતપી કરવા માંડયા અને યુદ્ધ કાંડ પ્રારમ્ભ થઇ ગયું.' એટલામાં પેલાની (સસરાની) દીકરી આવી પહોંચી અને કહેવા લાગી 'બાપાજી! આ શું?' બાપ બોલ્યો 'બેટી, હું કહું છું કે આનન્દપુર ગામ અહીંથી ચાર કોસ છે અને એ કહે છે કે ત્રણજ કોસ છે. મારો એક કોસ મફતમાંજ લઇ જાય છે.' છોકરીએ કહ્યું 'બાપુજી, તમે તો મારા લગનમાં મોટી મોટી કીમતી ચીજો આપી છે તો પછી એક કોસ પણ નહીં આપો?' પિતાએ કહ્યુ, 'એમ એક કોસ શું પણ હજારો લઇ લે પણ આતો એક કોસ મફતમાંજ લઇ જવા માંગે છે?'

આજ કાલ ભારતમાં ચર્ચાતા વિષયો, ઘરમાં ચાલતી કુથલીઓ, અને બી. એ. તથા એમ. એ. પદધારી નવયુવકોમાં ચાલતા વિવાદો ઘણા ખરા એવાજ પ્રકારના હોય છે કે જેમાંથી કાંઇ પણ સાર નિકળતો નથી.



# રત્ન ૬૬મું.



## જનાબ, આપકે જુતેકી સબ મહેરબાની હય.



એક દિવસ એક ફાંકડા મિઆંએ પોતાના મિત્રોને દાવત (ભોજન)નું નિમંત્રણ આપ્યું. મિઆંજી જીભના બહુજ મીઠા અને મશ્કરી કરવામાં પણ પાછા નહોતા. મિત્રોએ વિચાર્યું કે આજે તહેવારને દિવસે આપણાં દોસ્તને ત્યાં દાવત જમવા જવું છે તો સારા સારા બૂટ તથા અંગરખા પહેરી દાવત લેવા ગયા અને જેવી રીતે આપણામાં ધારો છે કે માળ પર જવું હોય તો જોડા ઉતારીનેજ જવું જોઇએ તે પ્રમાણે આ દોસ્તો પણ બૂટ નીચેજ ઉતારી ઉપર ગાદી તકીએ જઇ બેઠા. પેલા ફાંકડા મેજબાન મિઆંએ પોતાના માણસને શિખવાડી રાખ્યું હતું કે મારા દોસ્તો જોડા ઉતારીને માળ પર જાય કે તરતજ તારે જોડા ઉતારી બજારમાં વેચી સારાં સારાં ફળ મીઠાઈ વિગેરે લઇ આવી ઉપર રકેબીઓમાં મૂકી લાવવાં. તેજ પ્રમાણે થયું અને પાન સોપારી થઇ રહ્યા પછી સઘળા દોસ્તો ઘેર જવાને ઉઠયા પેલો ફાંકડો મિઆં તો દોસ્તોનાં

વખાણજ કરતો જાય અને દોસ્તોએ પણ વખાણ વરસા-વવામાંજ જરાએ કચાશ રાખી નહીં. પરન્તુ ફાંકડો તો વારંવાર એજ કહેતો 'અજી, જનાબ, આપકે જુતોંકી સબ મહેરબાની હય.' પેલાદોસ્ત ખુશ થતા અને એને કહેતા કે 'યાર! તેરી બહુતહી મહેરબાની હય જો તુને આજ હમકો દાવત દી. હમ સબ તેરા શુકરીઆ અદા કરતે હંય' નહિજી ઇસમેં મહેરબાની કિસકી. યહ તો સબ આપકે જુતોંકી મહેરબાની હય.' એમ આનાકાની અને આગ્રહ વચ્ચે પેલા દોસ્તોએ કહ્યુ 'તો દોસ્ત. હમ અબ અજાજ્.ત (રજા) લેતે હંય.' એમ કહી નીચે ઉતર્યા તો જુએ છે કે બધા જોડા ગેબ? બધા તાજુબ થયા ને પેલા ફાંકડા મિઆંને પુછ્યું 'કયું સાહબ! હમારે જુતે કહાં ગયે?' પેલાએ કહ્યું 'જનાબ, યહ સબ આપકે જુતોંકી મહેરબાની હય. અરે ભાઇ! બતાઓ તો સહી કે હમારે સબકે જુતે કહાં હય? પેલા મિત્રોએ પુછ્યું'. ફાંકડોતો દર વખતે કહેતો 'જનાબ' આ-પકે જુતોંકી મહેરબાની હય. ત્યારે તો પેલા બધા સમ-જ્યાકે આ મશ્કરી ખુબ ઠીક નિકળી. ચાલો ચાલો નહિ તો પછાં હમણાં તો જુતોની મહેરબાની થઇ તો કાલે વખતે આપણી ટોપીઓની મહેરબાની થાય!

---

# રત્ન ૬૭મું.

## નવ નવ વરસના બે.



એક શેઠની કન્યા બાર વર્ષની થઈ ગઈ હતી એટલે સાધારણ રીતે આજ કાલની પદ્ધતી પ્રમાણે શેઠને ચિંતા થઈ કે છોકરીના લગ્ન કરી દેવાં જોઇએ, એમ કહી એક તાજા તાજા (નવા) નિરક્ષર ભટ્ટાચાર્ય ગોરને બોલાવી શેઠે કહ્યું, 'ગોરજી, તમે હમણાંજ આવ્યા છો એટલે તમને મારા ઘરની સાથે તો પરિચય નહિ હશે; ધીમે ધીમે થઇ જશે.' ગોરે કહ્યું જી પરીચય તો થઈ જસે; આપનું કામ કરતાં કરતાં પડીચી હમણાંજ થઇ જસે કાંઈ કામ કાજ? શેઠે કહ્યું 'જુઓને ગોરજી હવે આપણી કન્યા ૧૨ વરસની તો થઈ ગઈ છે એટલે સાધારણ રીતે એના લગ્નની ફિકર થાય છે. એને માટે એક અઢારેક વર્ષનો સારો છોકરો તમે શોધી કાઢયો! જો જો સારો હોવો જોઇએ.' પેલા ગોર મહારાજે ઘણા ડહાપણથી જવાબ આપ્યો 'શેઠજી તેમાં શું? પણ હમણાં આપણી ન્યાતમાં સારા વરની અછત છે ખરી. પણ શેઠજી

અઢાર વરસનો એક વર નહિ મળે તો નવ નવના બે ચાલશે ને ? શેઠ હસ્યા અને મહારાજને પૈસો દક્ષિણાનો આપીને વિદાય કર્યા. આ એક અભણ ગોરનો અદ્ભુત નમુનો છે.

---

## રત્ન ૬૮ મું.



### પિતરોને પાણી.

શિખ ધર્મના પ્રવર્તક ગુરૂ નાનકનો પરિચય આપણે ઉપર આપી ગયા છીએ. એક વખતે ગુરૂનાનક ફરતા ફરતા એક નદીને કીનારે આવી પહોચ્યા અને જોયું કે એક માણસ નદીને કીનારે ઉભો ઉભો સુર્યની સામે પાણી નાંખતો હતો. આ ક્રિયા ગુરૂ નાનકને સ્વાભાવિક રીતે વિચિત્ર લાગી એટલે પોતાનું આશ્ચર્ય શાંત કરવાને એમણે પૂછયું 'કેમ ભાઇ! સુર્યની સામે પાણી કેમ રેડે છે?' પેલાએ જવાબ આપ્યો કે મહારાજ! હું તો મારા પિતરોને પાણી આપું છું પાણી નહીં આપું તો તરસ્યા રહી અમને શ્રાપ આપે. ગુરૂ નાનકે કાંઇ ઉત્તર આપ્યા વગર સુર્ય તરફ પીઠ કરી પાણી ઉપર ઉપર રેડવા માંડયું. ત્યારે પેલો નવાઈ પામ્યો કે આ શું કરે છે? અને પુછવા લાગ્યો કે

મહારાજ ! આ શું કરો છો ? ત્યારે ગુરૂ નાનકે જવાબ આપ્યો કે ભાઈ મારૂં ખેતર કલકત્તામાં છે તેને પાણી આપું છું. પેલા માણસે 'કહ્યું વાહ! વાહ! અહીંથી તે વળી કલકત્તાના ખેતરમાં પાણી અપાય અને પહોંચે ખરૂં ? તમે કેવા મુર્ખ છો ?' ગુરૂ નાનકે કહ્યું કે મોટા મુર્ખ તો તમે કે પિતરો કયાં છે એ તમે જાણતા નથી તો પણ તમે પાણી આપો છો ? વળી પિતરોને તો પાણી મળતું હશે ? તમારા પિતર શું શરીર ધારણ કરીને બેઠા છે કે તેમને તરસ લાગી છે અને જયાં બેઠા છે ત્યાં શું અરબસ્તાનની માફક પાણીનો ટોટો છે ? તમારે ખરૂં પાણી આપી તમારા પિતરોની ખરી તરસ મટાડવી હોય તો તેમનું નામ સદ્ગુણ સ્મરણ કરો કે જેથી એક તો તમે તમારા પિતરોને વિસરશો નહીં અને બીજું એ કે તમે તમને પોતાને સદ્ગુણી બનાવી શકશો. જો તમારા પિતરોને પાણી મળી શકે તો પછી મારા ખેતરને કેમ પાણી ન મળી શકે ? માટે ભાઇ તમારી એ મોટી ભૂલ છે. પિતરોને પાણી આપવું એનો અર્થ તો એજ છે કે પિતરોને સદ્ગુણ તથા સુસ્મરણ રૂપ જળથી સીંચી કુળને પવિત્ર કરી પિતરોના આત્માઓને શાંતિ આપવી. પેલા માણસે કહ્યું 'મહારાજ સત્ય છે, પણ આપણા લોકો પિતરોને પાણી આપે છે તે કેમ ?' નાનકજીએ કહ્યું.

"એ ઢોર ચાલ છે અને તે વળી આપણા દેશમાં તો સૌથી વધારેજ જોવામાં આવે છે."



# રત્ન ૬૯મું.



## વિતણ્ડ ( વ્યર્થ બકવાદ )



ક સમય બે અણીજ્ઞી ખેડુતોએ મનસુબો કર્યો કે યાર! આ વરસે તો આપણે બન્ને બાગમાં શેરડી વાવીશું. તેમાંથી એક જણ બોલ્યો, દોસ્ત! હું તો એક શેરડી રોજ ચુસવાનો તો! બીજાએ કહ્યું દોસ્ત! તું એક ચુસસે તો હું બે ચુસીશ પહેલાએ કહ્યું કે ત્યારે હું ત્રણ ચુશીસ! બીજાએ જવાબ આપ્યો, હું ચાર ચુસવાનો. પહેલાએ કહ્યું હા!!! બહુ ડાહ્યો હું જવા દઈશ કે! હું રોજ પાંચ ચુસીશ. ત્યારે બીજાએ કહ્યું હું કેમ પાછો પડું, હું છ ચુસીશ! પહેલાને ખીજ ચઢી અને બોલ્યો કે હું તો પાંચ ચુસું અને તું છ કેમ ચુસે? બીજાએ કહ્યું 'તેં શું કામ કહ્યું હતું કે હું પાંચ ચુસીશ."

એમ કહેતાં કહેતાં તો બન્ને એ વાતમાં ગયા કે છેવટે મારા મારી પણ થવા માંડી. આખરે બન્નેને કચેરીમાં જવું પડયું. માજીસ્ટ્રેટે હુકમ આપ્યો કે તમે બન્નેએ અમારી જમીનમાં શેરડી વાવીને ખુબ ચુસી લીધી છે એટલા માટે વીસ વીસ રૂપીઆ દરેક જણ કોર્ટમાં ભરી દો." એટલા માટેજ કવિએ કહ્યું છે કે:—

विना हेतु मपि द्वन्द्वमिति मूर्खस्य लक्षणम ।

—⊱❀⊰—

## રત્ન ૭૦ મું.

—⊱⊰—

### માણસ પંચ કેવીરીતે બની શકે છે.



એક મહાનંદ નામનો પુરૂષ થોડું ઘણું ભણ્યો હતો અને એટલો તો ગરીબ હતો કે પોતાનું ઘર નહોતું. એક શિવાલયની એક કોટડીમાં રહેતો હતો. એક દિવસ તેના

ગામમાં બે માણસની વચ્ચે કોઈ કારણને લીધે ઝગડો ઉભો થયો એવામાં મહાનંદ વચમાં કંઇ બોલી ઉઠયો. પેલાઓમાંથી એક જણે કહ્યું કે બેસ, બેસ, હવે ડાહ્યા થતો, તું વળી કયારનો પંચ થયો છે કે વચમાં વચમાં વચમાં બોલી ઉઠે છે? મહાનંદે વિચાર્યું કે પંચ કોઇ બહુજ સરસ વસ્તુ હશે. તેજ દિવસથી મહાનંદ પંચ બનવાનો વિચાર કરવા માંડયો અને એવી તો ચિંતામાં પડી ગયો કે ખાવાનું પીવાનું સઘળું છોડી દીધું. ઉદાસીન થઈ રોજ પંચ બનવાનો ઉપાય શોધ્યા કરતો મહાનંદની સ્ત્રીએ એની એ દશા જોઈ કહ્યું 'સ્વામીન, ભોજન ન કર્યાથી, જળ ન પીવાથી, અને રાત દિવસ શોકમાંજ રહેવાથી આપ પંચ બની જવાના ખરા? આનંદમાં રહો બીજો ઉપાય હું આપને બતાવુ તે કરો ત્યારેજ તમે પંચ બનશો.' મહાનંદને બીજું શું જોઈતું હતું તેણે એક દમ કહ્યું પ્રિયે! હમણાંને હમણાંજ બતાવકે પંચ કેવી રાતે બની શકાય? સ્ત્રીએ કહ્યું આપ આપના પોતાના કામ એટલે ભોજન, ઉદયોગ ઇત્યાદિ શિવાય જેટલો વખત આપને મળે એટલો વખત આપ કોઇ પણ સ્વાર્થ વગર કેવળ પરસ્વાર્થ તથા સંસારના ઉપકારને વાસ્તે બધાનું ભલુંજ કરતા રહો અને પછી જે વખત મળે તે વખત ગામના લોકોના કામમાં ગાળો એટલે થોડા દિવસમાં આપ પંચ

બની જશે. મહાનંદે વ્રત ધારણ કર્યું અને ભોજન ઇત્યાદિ કર્યા બાદ જેટલો વખત મળતો તેટલો વખત અગર કોઇને ત્યા લગ્ન હોય તો ત્યાં વગર કહે કામ કરતો, કોઈ માંદુ હોય તો ત્યાં જઈ બેસતો અને તેને દવા આણી આપતો અથવા કોઇ મરી જાય તો તેની સાથે શ્મશાન જતો વિગેરે વિગેરે પરહિતનાં કામ કરતો. એજ ગામમાં એક ખત્રણ જે કરોડપતિ હતી, તે રહેતી હતી તેને એકજ છોકરો હતો. તેનો છોકરો ઘણોજ માંદો પડયો. ખત્રણના બેટાની પાસે સેવા કરવાને કેટલાક પુરોહિત તો હતા પરન્તુ બધાની દાનત એવી હતી કે છોકરો મરી જાય તો બધું ધન અમેજ હેઇઆં કરી જઇએ એટલા માટે તેના પુરોહિતો છોકરાની ચાકરી કરવામાં જરા પણ ધ્યાન નહોતા આપતા ખત્રણને એ વાતની જયારે ખબર પડી ત્યારે એ વાત તેણે એક ડોસીને કહી. ડોસીએ કહ્યું કે ‘આ ગામમાં એક મહાનન્દ નામનો માણસ રહે છે અને ઘણોજ પરોપકારી છે જો તેને ખબર પડે તો તમારા છોકરા પાસે રહી સારી પેઠેમ તેની ચાકરી કરશે. ખત્રણે ડોસીની મારફત મહાનન્દને ખબર પહોંચાડી. ખબર મળતાંજ મહાનન્દ આવ્યો અને છોકરાની સેવા ચાકરી કરવા લાગ્યો. ખત્રણે પેલા પુરોહિતોને કાઢી મૂકયા. મહાનન્દની સેવાથી છોકરાને

આરામ થયો એટલે ખત્રીએ ખ્યાલ કર્યો કે મહાનન્દે મારા પુત્રની આટલી બધી સેવા કરી છે ત્યારે એને કંઈ પણ આપવું જોઇએ. એમ વિચારી એણે મહાનન્દને ૧૦ હજાર રૂપિઆ આપવા માંડયા પરન્તુ મહાનન્દે કેટલું કહેવા થી પણ તે લીધા નહિ. છોકરાએ વિચાર કીધો કે આ મહાનન્દ રૂપિઆ તો લેતો નથી તો પણ એના ઉપકારનો બદલો ગમે ત્યારે વાળવો તો જોઇએજ. એજ વિચારમાં હતો કે એટલામાં એને ખબર પડી કે મહાનન્દને પંચ બનવાની બહુજ આકાંક્ષા છે એટલે મનમાં ધાર્યું કે હું પણ એને પંચ બનાવીશ. આ ખત્રીનો પુત્ર રાજસભાનો સભાસદ હતો એટલા માટે જેટલા ન્યાયના કેસ એની પાસે આવતા તે બધામાં મહાનન્દને મધ્યસ્થ [જડજ] બનાવતો એમ કરતાં કરતાં થોડા દિવસમાં તો મહાનન્દનું નામ આખા ગામમાં વિખ્યાત થઇ ગયું. રાજ્યમાં હવે પંચોની ચુંટણી થવાની હતી તેમાં મહાનન્દનું નામ પણ હતું પરન્તુ લોકોના વિરોધથી તે પંચમાં ચુંટાયો નહિ. ત્યારે તે લોકોએ કહ્યું કે હવે તમે પંચ બનવાનો પરિશ્રમ છોડી દો. નામ તમારૂં આવ્યું તો પણ તમે ચુંટાયા નહિ તો હવે તમે પંચ બની શકવાનાજ નથી. મહાનંદે કહ્યું કે 'ભાઇઓ ! મને કોઇ પૂછતું નહોતું તેના કરતાં મારૂં નામ આવ્યું તે તો સારૂં થયું. હવે ધીમે ધીમે પંચ પણ બની જઇશ.

રાજાએ ગામના લોકોને બોલાવી પૂછ્યું 'મહાનન્દમાં નતો વિદ્યા છે, ન બળ છે, ન ધન છે તો પછી તમે લોકોએ પંચ કેમ બનાવ્યો ?' લોકોએ ઉત્તર આપ્યો કે 'મહારાજ ! વિદ્યા (વાંચતાં લખતાં આવડવું) તો અમને ત્યારે જોઇએ કે અમારે એની પાસે ભણવું હોય, બળ ત્યારે જોઇએ કે કોઇની સાથે યુદ્ધ કરવું પડે અને ધન ત્યારે જોઇએ કે અમારે એની પાસે કરજ લેવું હોય અમારે તો એવો પંચ જોઇએ કે જે પ્રજાનું હિત ચાહતો હોય અને જે કોઇનાપર અન્યાય તથા જુલમથી ન વર્તે. અને આ ગુણ મહાનન્દ શિવાય બીજા કોઇના જોવામાં આવતો નથી.' રાજા સાહેબ મહાનન્દની પ્રશંસા સાંભળી ઘણા ખુશ થયા અને મહાનન્દને બોલાવી એનાપર પ્રીતિ પ્રગટ કરી એને ૧૦ ગામ જાગીરમાં આપ્યાં પરન્તુ મહાનન્દ પહેલાંની માફકજ (કારણ કે એને પરહિત કરવામાં ઘણોજ આનંદ થતો ) ૫ રૂપિઆ માસિકમાંજ પોતાનો નિર્વાહ કરતો અને દસ ગામની જાગીરી જેટલી આવક થતી તે બધી પ્રજા હિતમાંજ ખરચતો કારણકે તે વારંવાર કહેતો કે એ જાગીરી તો મને પ્રજાહિતને વાસ્તેજ મળી છે. મહાનન્દની આવી વર્તણુંક જોઇ લોકોએ બીજે વર્ષે એને પંચ કરતાં પણ ઉપર સરપંચ બનાવ્યો. પરિશ્રમ તથા સેવાની મહિમા અજબ છે !

# રત્ન ૭૧મું.



## સ્વાર્થ અને સંતાપ



એક સ્વાર્થીલાલ નામનો વાણીઓ ટંટા નગર નામના ગામમાં રહેતો હતો. સ્વાર્થીલાલ યથા નામ તથા ગુણનો એક માત્ર નમૂનો હતો. બજારમાં એની એક કાપડની દુકાન પણ હતી તે નિરંતર એજ વિચાર કર્યા કરતો કે કોઈનું ભલું થાય તો મારૂં કાપડ વેચાય, સવારના પહોરમાં આવી દુકાન પર બેસતો અને માળા હાથમાં લઇ રાધા કૃષ્ણ, રાધા કૃષ્ણ જપતો, અને ઘરાકોને જતા જોઇ મોટે મોટેથી 'રાધા કૃષ્ણ'નું મહામંત્ર ઉચ્ચારતો જેથી ઘરાકોની દ્રષ્ટિ તે તરફ પડતી. તેમને સ્વાર્થીલાલ ઈશારાથી બોલાવી પૂછતો 'કેમ ભાઈ; ક્યાં ચાલ્યા ? ઘરાક જવાબ આપતા કે કાપડ ખરીદવા. ત્યારે તો સ્વાર્થીલાલ મીઠા સ્વાદથી કહેતો કે 'લો તમારે જોઇએ તેટલું કાપડ આ તમારી દુકાનમાં ભરેલું છે; આ તો તમારા ઘરનીજ દુકાન છે ! કોઈ પારકાની નથી ! અને જો જો આખા બજારમાં કોઇ ઠેકાણે પણ અહીંના કરતાં સસ્તું કાપડ નથી મળવાનું

કોં !' એવી રીતે ગભડાવી :સ્વાર્થીલાલ ઘરાકોને સારી પઠેમ મુંડી લેતો. કોઇ ઘરાક બીજે ઠેકાણે કાપડ લઇ તેની દુકાન પાસેથી જતો ત્યારે પણ 'રાધા, કૃષ્ણ રાધા કૃષ્ણ' નું મહામંત્ર જોર જોસ્થી ભણાતું અને ઘરાકની દૃષ્ટિ પડતાંજ તેને ઇશારેથી બોલાવી પૂછતો કે 'કેમ ભાઈ, આ ધોતીઉં શું ભાવ લીધું' ઘરાક કેહતો કે 'પાંચ રૂપિએ જોટો' ત્યારે તો સ્વાર્થીલાલ મોં મરડી, તોબરો ચઢાવી બોલતો 'શું કહું તમને, તમે આટલા ડાહ્યા તોપણ આખરે છેતરાઇનેજ આવો છો. તમારી મરજી, પણ એજ ધોતી જોટો મારે ત્યાં તમને ૪॥ રૂપિયે મળતે. કોઇ કોઇ વખત તો સ્વાર્થીલાલ ખોટ ખાઇને પણ ઘરાકને પોતાનું બનાવી લેતો. એવી રાતે શેઠ સ્વાર્થીલાલ લોકોનાં ગળાં કાપી કાપી હવેલીવાળા ધનાઢ્ય શેઠ થઇ ગયા, પરન્તુ પાઠકગણને કદાચ વિદિત હશે કે આપણા શાસ્ત્રમાં લખ્યું છે કે:—

अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते तुषोऽशे वर्षे समूलं च विनश्यति ॥

છેતરી છેતરીને ભેગું કરેલું ધન, કન્યા વેચીને એકઠી કરેલી દોલત, લોકોની આંખમાં ધુળ નાંખી એકત્ર કરેલી પૂંજી કોઇ દિવસ ટકતી નથી અને ટકો નથી. કોઇને કોઈ દિવસ પાપની પૂંજી પચીજ નથી. આપણે એવો વિચાર કરીએ છઇએ કે એટલામાં તો સ્વાર્થીલાલને ત્યાં રૂપિઆ

પચીસ હજારની ચોરી થઈ. એક હજાર પોલીસ વિગેરેને ચોરી પકડવા માટે ખાનગી રીતે અપાયા તેને પાંચમે દિવસેજ સ્વાર્થીલાલના ઘરને આગ લાગી જેથી ઉપરના બે માળ સાફ થઇ ગયા અને સદ્ભાગ્યે સ્વાર્થીલાલની દશા ખરેખર હવે જોવા જેવી હતી ! ઘરમાં ખાવાંના પણ ફાફાં પડવા માંડયા. સ્વાર્થીલાલ છેવટે મજુર તથા ગુમાસ્તો બનીને એક દુકાન પર રહ્યો. સ્વાર્થીલાલ રાધાકૃષ્ણનો ઉપાસક તો હતોજ એટલે કહેવામાં આવે છે કે એક વાર રાધા કૃષ્ણજી એના પર પ્રસન્ન થયા અને કહ્યું 'સ્વાર્થીલાલ માંગ તારી શું ઈચ્છા છે ?' સ્વાર્થીલાલ ઉતાવળે, ઉતાવળે, કહેવા જતો હતો કે મહારાજ હું મારા પાડોશીઓથી હમેશાં બમણોજ (બધી વાતોમાં) થાઉં, પરન્તુ ઝટ એકે મારા પાડોશી હમેશાં (બધા) મારાથી બમણાજ થાય. રાધાકૃષ્ણજીએ સ્વાર્થીલાલને કહ્યું કે લો આ ઘણ્ટ તમારે જે ચીજની જરૂર પડે ત્યારે આ ઘણ્ટ વગાડજો. ઘણ્ટ તમને જોઇતી ચીજો આપશે અને તમારા પાડોશીઓને તમારાથી બમણું મળશે.' સ્વાર્થીલાલ ઘણ્ટ લઈ ચાલતા થયા એટલામાં વિચાર આવ્યો કે અરે હું શું માંગવાનો હતો અને શું માંગી બેઠો ! મારાં પાડોશીઓને મારાથી બમણું મળશે ? વારૂ કાંઇ હરકત નહિ, જે થઈ ગયું તે થઇ ગયું. આપણે ઘણ્ટજ વગાડીશું નહિ તો પછી કયાંથી

પાડોશીને બમણું મળશે ? હું બે પૈસાની મજુરી કરીશ પણ પાડોશીને તો બમણું નહીંજ મળવા દઉં ! એમ વિચારી ઘણ્ટને એક ઓરડીની અંદર બંધ કરી પોતાની સ્રીને કહ્યું કે 'જો, હું તો કાલે પરદેશ નેકરી સારૂ જવાનો છું પણ જોજે, આ ઘણ્ટને કોઇ દિવસ છેડતી નહિ, હોં ?' સ્વાર્થીલાલ તો બીજે દિવસે ઘેરથી નિકળી ધન લાલસામાં પરદેશ ગયો અને જ્યારે એક દિવસ સ્વાર્થીલાલને ઘેર કાંઇ ભોજનને વાસ્તે રહ્યું નહિ અને સ્રીને લાગ લગાટ ત્રણ ચાર અપવાસ કરવા પડયા ત્યારે સ્રીએ વિચાર્યું કે બીજું તો મારે ત્યાં કાંઇ નથી, આ એક ઘંટ છે તેનેજ વેચું તો વખતે ચાર એક આના મળે જેથી એક દિવસનું ખાવાનું તો નિકળશે પછી ની વાત પછી છે. એમ વિચાર કરી સ્રીએ ઘંટ ઉપાડયો અને ઉપાડતાંજ ઘંટ વાગ્યો ઘંટ વાગતાંજ ચાર આના પેલી સ્રીને મળી ગયા અને પડોશીઓને આઠ આઠ આના મળ્યા બે ચાર દિવસ એવી રીતે સ્રીને પૈસા મળતા રહ્યા ત્યારે તો તે સમજી ગઇ કે આ ઘટંમાંજ કાંઇ ગુણ હોવો જોઇએ એટલે પાંચમે દિવસે ઘંટ ઉપાડી બોલી કે હે ઘંટ પરમેશ્વર ! આજ મને દસ ગામ મળે. સ્રીને દસ ગામ મળ્યા અને પાડોશીઓને વીસ વીસ ગામ મળ્યાં. પુનઃ ઘંટ વગાડી સ્રીએ કહ્યું હે પરમેશ્વર ! મારૂં ઘર ત્રણ માળ

ની હવેલી થઇ જાય. સ્ત્રીનું ઘર ત્રણ માળની હવેલી થઈ ગયું અને પાડોશીઓની છ છ માળની હવેલીઓ થઇ ગયાં. એવી રીતે જ્યારે સ્વાર્થી લાલની સ્ત્રીને ત્યાં પુર્ણ વૈભવ થઇ ગયો અને પાડોશીઓને ત્યાં તેથી બમણો વૈભવ થયો ત્યારે એણે વિચાર કર્યો કે ઘરમાં આટલું આટલું હોવા છતાં પણ મારો ધણી શા માટે પરદેશ બબ્બે પૈસાની મજુરી વાસ્તે ગયો છે? એટલા માટે એણે પોતાના પતિને કાગળ લખ્યો કે સ્વામિન્ તમારા ઘરમાં હવે સઘળું સમ્પુર્ણ રીતે છે તો પછી જલદી કેમ નથી ચાલ્યા આવતા? પત્ર વાંચતાંજ ધણી મહાશય સ્વાર્થીલાલ સમજી ગયો કે મારી સ્ત્રીએ ઘણ્ટ વગાડયો હશે નહીં તો એટલા થોડા વખતમાં આટલું બધું ધન ક્યાંથી આવે? સ્વાર્થી લાલ પોતાના ઘરની અવસ્થા તો જાણતોજ હતો તેમ છતાં પણ મનમાં વિચાર્યું કે 'ચાલો તો ખરા' જોઇએ શું વાત છે?' ઘેર આવીને જોયું તો પોતાનું મકાન ત્રણ માળ હવેલી બની ગયું છે અને પાડોશીઓનાં છ છ માળનાં. એ જોતાંજ સ્વાર્થીલાલ અદેખાઇથી ભરાઇ ગયો અને પત્થર સાથે માથું અફાળી બોલ્યો હાય, હાય, મારા જોતાંજ પડોશીનું બમણું થઈ ગયું.? ઘેર આવી સ્ત્રીને ખુબ ધમકાવી કે તેં ઘણ્ટ કેમ હતું વગાડયો? આખરે સ્વાર્થીલાલ વિચારવા લાગ્યો કે મારી

ઓની મુર્ખાઈને લીધે પાડોશીઓને બમણું મળ્યું તો ખરૂં પણ હું પણ ખરો કે હું એમનું સત્યાનાશ કરૂં. વિચાર કરતાં કરતાં સ્વાર્થીલાલને કાંઇ સુઝી આવ્યું અને ઘણ્ટ લઈ બેઠો અને કહેવા લાગ્યો કે હે ઘણ્ટેશ્વર ! મારી એક આંખ ફુટી જાય. એક આંખ એની ફુટી અને પાડોશીઓ બધા આંધળા થયા. પછી કહ્યું કે 'હે ઘણ્ટેશ્વર! મારો એક પગ લંગડો થઇ જાય, એક પગ લંગડો થયો અને પાડો શીઓના બબે ફરીથી કહ્યું કે ઘણ્ટેસ્વર ! મારો એક કાન બહેરો થઇ જાય ! એનો એક કાન બહેરો થઈ ગયો અને પાડોશીઓના બબે. ફરીથી ઘણ્ટ વગાડી કહ્યું કે હે ઘણ્ટે શ્વર ! મારા બારણામાં એક કુવો ખોદાય. એક એના બારણા આગળ ખોદાયો અને બબ્બે પાડોશીઓના બારણાં આગળ. સવારે સ્વાર્થીલાલ કાળજું ટાઢું કરવા એક લાકડાનો પગ કરી અને પત્થરની આંખ લગાડી ટમક ટમક પાડોશીઓની દશા જોવા ગયા કે જોઇએ તો ખરા કેવી મજા પડે છે ! (વાહ !) પાડોશી બીચારા આંધળા, બહેરા, લુલા લંગડા ઘસડાતા ઘસડાતા ગમે તેમ બારણેથી નિકળવા જતા કે ધડીમ દઇ કુવામાં પડતા એ જોઈ સ્વાર્થીલાલની છાતી ઠંડી થઇ.

શ્રીમાન્મહારાજા ભતૃહરિએ સત્ય કહ્યું છે કે સંસારમાં ચાર પ્રકારના મનુષ્ય છે અને તેમાં સ્વાર્થીલાલ છેલ્લા પ્રકારનોજ હતો:

एते सत्पुरुषाः परार्थघटका स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानवराक्षसा परहितं स्वार्थाय निघ्नन्ति ये
येतु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

ચોથા પ્રકારના માણસને આપણે અદેખા કહિએ તો પણ ચાલે.

---

# રતન ૭૨ મું.



## અંધ પરમ્પરા.



એક વખતે એક માણસે કેટલાએક આંધળાઓને નિમંત્રણ આપ્યું. નિમંત્રણ આપનારે બોલાવ્યા તો સૌ આંધળાઓને પણ રસોઈ ફક્ત એકનીજ કરી હતી. આંધળાઓ જમવા આવી પહોંચ્યા અને પોતપોતાની જગાએ બેસી ગયા; નિમંત્રણ દાતાએ આવી સઘળાના પગ ધોયા પછી બધાને મોટા અવાજે કહ્યું કે ભાઈઓ ! પહેલાં પૂરી, શાક, પછી દૂધ પાક, એમ કટકે કટકે મુકવાથી એક તે. અમે હેરાન થઇએ અને બીજું વાર લાગે એ જુદી. એ કરતાં તમે

સઘળા જો કહો તો બધું એકજ વખત પીરસી દઇએ !' આંધળાઓએ કહ્યું. 'ઘણી સારી વાત છે પીરસનારે પહેલાં એક આંધળાના ભાણામાં જેટલી પુરીઓ બનાવી હતી તેટલી બધી ઉપરથી નાખી. પછી શાક મુકયું. પછી દૂધ પાક મુકયો અને બીજી કેટલીએક ચીજ મુકી આખી બાજ (પતાળી) ભરી દીધી.' (ઘરમાં એક જણની રસોઈ તૈયાર હોવાથી) પેલા પીરસનારે આંધળાને 'કહ્યું ભઇ જરા હાથ ફેરવીને જો કે સઘળું આવી ગયું. આંધળાએ પતરાળીમાં હાથ ફેરવીને જોયું અને કહ્યું ભાઈ. તારૂં કલ્યાણ થાઓ, બધું આવી ગયું છે એમ કહી હાથ પાછો ઉપર ઉપાડી લીધો અને અદબ કરી બેસી ગયો. પેલો પીરસનાર તેજ ભરેલી બાજમાંથી ભોજન ઉપાડી બીજે મુકવા લાગ્યો અને બીજા આંધળાને પણ એવી રીતે સમજાવ્યો. બીજા આંધળાએ કહ્યું 'ભાઈ બધું આવી ગયું છે. એમ કરતાં કરતાં સોએસો આંધળાઓને એકજ બાજ પીરસાઈ ગઈ. પુનઃ નિમંત્રણ આપનારે બધાને કહ્યું 'ભાઇઓ હવે તમારે શરૂ કરવું હોય તો ખુશીથી કરો આંધળાઓ જમવા સારૂ પતરાળીઓમાં હાથ ફેરવે છે તો બધાની પતરાળી ખાલી ! ત્યારે તો એક બીજાની સાથે લઢવા માંડયા કે 'મારી પતરાળી તેં કેમ ઉપાડી લીધી ?!' આંધળાઓ પરસ્પર લઢવા લાગ્યા અને કેટલાએકેતો સોટા ઉપાડી મારવા પણ માંડયું

અને કહેવા લાગ્યા કે હમણાં તો પીરસનાર પીરસી ગયો અને એટલામાં (આડોશી પાડોશી) તે ઉપાડી લીધી! ઝગડો ત્યાંથી ગામના પંચ પાસે ગયો ત્યાં આંધળાઓએ કહ્યું કે પીરસનારે તો પીરસ્યું. એનો કાંઇ વાંક નથી, અમારા આડોશી પાડોશીએજ બધું ખલાસ કર્યું છે!

પ્રિય પાઠક ગણ! આવીજ રીતે સ્વાર્થી લોક અક્કલના આંધળાઓને પરસ્પર લઢાવી મારે છે તો પણ આંધળાઓને ખબર પડતી નથી. આજ કાલ ખાનગી તથા સરકારી ખાતાઓમાં પણ જયાં આપણા ભારતીય હિન્દુઓ જેને આપણે પઢત મુર્ખ કહીએ તો ચાલે પોતાના સ્વાર્થની ખાતર એક બીજાને લઢાવી પોતાને આગળ કરવાની કોશિશ કરે છે. પોતે તટસ્થ રહી અક્કલના આંધળાઓને લઢાવી તમાશો જોયા કરે છે!

## રત્ન ૭૩ મું.

---

## સ્વાર્થ તથા ગરજ મતલબથી થતો નાશ.

વાંચનારાઓ સારી પેઠે જાણે છે કે પરમેશ્વરે અખિલ બ્રહ્માણ્ડનો નકશો આ મનુષ્ય શરીરમાંજ મુકી દીધો છે. જો આ શરીરમાં એક અંગ પણ સ્વાર્થી થઇ જાય તો આખા

શરીરનો નાશ થાય છે. ધારો કે એક કંદોઇની દુકાન પર સૂરતની વખણાયલી બરફી ગોઠવીને મુકેલી છે અને આંખોએ બરફીને જોઇ. હવે જો આંખો એમ કહેકે બરફી તો અમેજ જોઇ છે, અમે શું કામ બીજાને બતાવીએ? તો આંખો બરફી લઈ શકતી નથી કારણકે આંખોમાં ચાલવાની શક્તિ નથી. જો પગ આંખોને મદદ આપે તો પણ આંખો તો બરફીને કોઇ પણ પ્રકારે ખાવાની નથીજ. એમ જાણી આંખોએ પગને ખબર આપી. એ પગ તરત દુકાન પર જઇ પહોંચ્યા. હવે જો પગ વકરી જાયને કહેકે બરફીની ખબર તો અમને મળીતો શું કામ બીજાને બતાવીએ? તો પછી પગથીજ બરફી ઉપાડે તો એક તો માણસ બીચારો ગબડી જાય અને પગ તો બરફી ખાતાજ નથી. એટલે પગે હાથો ને સૂચના આપી અને હાથોએ બરફી લીધી. હવે જો હાથ કહે કે બરફી તો અમારા હાથમાં છે તો હાથ હથેલીમાં બરફી રાખી મુકયા શિવાય બીજું કંઈ કરવાના નથી કારણકે સર્વ જાણે છે કે હાથ તો એજન્ટ છે એટલે ખાતા તો નથી. એમ જાણી હાથોએ મોને ખબર આપી, મોંએ બરફી લઇ લીધી. મોં એમ કહે કે મને બરફી મળી છે હવે હું બીજાને શું કામ આપું તો પછી માણસ બોલી શકે કે નહિ એ વિચારવા યોગ્ય છે. મોંએ દાંતોની મદદ લઇ બરફીનો ચુરો કર્યો અને બધું પેટને આપી દીધું.

હવે પેટ કહેવા માંડે કે આખરે તો મારી પાસેજ બધું આવ્યું છે. હું શું કામ હવે કોઇને આપું તો પછી પેટ ફુલી જાય અને માણસોની શી અવસ્થા થાય એ કંઇ કહી શકાતું નથી. પરિણામ એ નિકળ્યું કે યદિ આંખો સ્વાર્થી બની બરફી લેવા જાય તો આખો ફૂટી જાય પગ સ્વાર્થી બને તો પગ પણ ભાંગી જાય, હાથ સ્વાર્થી બને તો તેની પણ તે વલે થાય, મોં સ્વાર્થી બને તો બોલતુંજ અટકે અને પેટ પણ સ્વાર્થી બને તો મનુષ્યોનો નાશ થાય પરન્તુ સઘળા અંગોએ પોતાનો સ્વાર્થ છોડી દઇ બરફી છેવટે પેટને આપી, પેટે પછીઃ—

रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते ।
मेदसोऽस्थि ततो मज्जा ततः शुक्रस्य संभव ॥

એવી રીતે બરફી ઓગળી, મળમૂત્રનો ભાગ જુદો થયો, રસમાં રક્ત (લોહી) બન્યું, લોહીથી માંસ, માંસથી મેદ મેદથી હાકડા, પછી મજ્જા (સ્નાયુ ઇત્યાદિ] બની છેવટે વીર્ય બને છે. હવે વિચારો કે પહેલા વહેલાં કામ કોણે કર્યું હતું ? ખબર પડી કે આંખોએ એટલાજ માટે સૌથી ઉત્તમ ભાગ આંખોને આપ્યો અને એ પ્રમાણે સૌ સૌને પોત પોતાનો ભાગ વહેંચી આપ્યો.

એવીજ રીતે સંસારમાં જો એક સ્વાર્થજ સિદ્ધ કરવા માંડે તો પહેલાં તે જાતિનો નાશ થાય છે અને

ધીમે ધીમે સંસારમા પણ નાશ પ્રગટ થાય છે. વળી પરમેશ્વરે કુદરતમાં બધાને એક બીજાને સહાય કરવાને વાસ્તેજ બનાવેલા છે. જ્યાં પરહિત તથા પરોપકાર નથી ત્યાં નાશ છે.



# રત્ન ૭૪ મું.

## પોત પોતાની મતલબ કાઢવી.

એક સદ્ગૃહસ્થને ત્યાં એક પોપટનું પાંજરૂં ટાંગેલું હતું પોપટ સવારના પહોરમાં મધુર સ્વરથી આલાપ કરતો. એક દિવસે કેટલાક મુસલમાન ત્યાંથી રસ્તે જતાં તે તરફ નિકળ્યા અને પોપટને ઉચ્ચારતો જોઇ બોલ્યા 'અહા આ પોપટ શું સારૂં બોલે છે. કહે છે કે સોભાન તારી કુદરત' એમ કહી ચાલતા થયા.

એટલામાં નદીએ નાહીને કેટલાક હિન્દુ આવતા હતા તેમણે કહ્યું 'અહા! આ પોપટ તો કહે છે કે 'સીતારામ દશરથ' પણ તેમાંથી એક ફળવાળો બોલ્યો કે 'ના ભાઈ, પોપટ તો કહે છે કે 'સીતાફળને કમરખ;' એટલામાં કસરતી જુવાન બોલી ઉઠયા 'વાહ વાહ! તમને

કોઇને ખબર નથી, પોપટ તો કહે છે 'ડન્ડ મગદળ કસરત!' એવી રીતે પોત પોતાનો અર્થ કાઢી લોકો ચાલતા થયા.

આ દૃષ્ટાંત જો કે એટલું રમુજી નથી તો પણ એનું તાત્પર્ય તો ઘણું ગુઢ છે. ભારત વર્ષનાં શાસ્ત્રોની આજે ઘણીજ બુરી દશા જોવામાં આવે છે. અનેક શાસ્ત્રને, વેદ ને, ઉપનિષદને તથા ગીતા અને સ્મૃતિઓને પણ વૈષ્ણવો એ પોતાના અનુકુળ બનાવ્યાં, શૈવોએ તેમાંથી પોતાની મતલબ કાઢી જૈનીઓએ પોતાનો અર્થ શોધી કાઢયો, વેદાન્તીઓએ વળી પોતાના મતને અનુસરીને એ સઘળાં શાસ્ત્રોનો અર્થ કરવા માંડયો. સનાતન મૂર્તિપૂજક ભાઇ-ઓએ પોતાનોજ અર્થ ઘડી કાઢયો. અને ઘોટાળો એવો તો જબરજસ્ત થયો કે ખરો અર્થ શું છે તેની અત્યાર સુધી કોઇને સમજણ નથી પડી અને જ્યાં સુધી મહર્ષિ દયાનન્દ સરસ્વતી જેવા કોઇ પ્રવર્તક નહિ ઉત્પન્ન થશે ત્યાં સુધી બધું અંધારામાંજ રહેવાનું. આજે ગીતાપર કેટ-લી ટીકા તથા ભાષ્ય જોવામાં આવે છે, કેટલા તરજુમા ભિન્ન ભિન્ન રીતે ખેંચો તાણીને પણ કરવામાં આવ્યા છે. ઘણું ખરૂં સત્ય મહર્ષિ સ્વામી દયાનન્દે ઓગણીસમી શતાબ્દીમાં પ્રગટ કરી દેખાડયું છે પરન્તુ હજી ઘણું અધુરૂં છે.



# રત્ન ૭૫ મું.

## વર્તમાન સમયના શ્રોતાઓ.



એક વાર એક પુરોહિતજી કથા વાંચતા હતા અને ઘણા શ્રોતા પણ હાજર હતા. એ શ્રોતાઓમાં એક શેઠ પણ હતો જે જાતનો કાયસ્થ હતો. પંડીતજીએ કહ્યું 'સાંભળો ભાઈઓ, આગળ ચાલી વેદ ભગવાન ઉપદેશ આપે છે કે 'મુખાદગ્નિરજાયત' અર્થાત્ બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે.' પરન્તુ શેઠ સમજ્યા કે બ્રાહ્મણના મુખમાંથી આગ ઉત્પન્ન થાય છે. થોડા દિવસ પછી શેઠ પોતાને ઘેરથી પરદેશ જવા નિકળ્યા. શેઠને તમાકુ હુકકા વિગેરેનું બહુ વ્યસન હતું. શેઠ ઘેરથી નિકળ્યા ત્યારે તમાકુ ચલમ કોથળી વિગેરે તો લીધાં પરન્તુ દિવાસળીની પેટી નહિ લીધી કારણ કે એમણે થોડા દિવસ પર સાંભળ્યું હતું કે બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે એટલે વિચાર કીધો કે રસ્તામાં કોઇ બ્રાહ્મણ મળશે કે તમાકુ પી લઇશું. શેઠ રસ્તે ચાલતા જતા હતા એટલામાં અગાઉ શેઠને એક માણસ મળ્યો. શેઠે પૂછ્યું

'તમે કોણ છો ?' બ્રાહ્મણે જવાબ આપ્યો કે 'હું બ્રાહ્મણ છું.' હવે તો શેઠના મનને ટાઢક વળી કે હવે આગ મળી જશે. એમ વિચાર કરી શેઠ તો એક વૃક્ષના નીચે આરામ લેવા બેઠા અને ભોજન સામગ્રી તૈયાર કરવા લાગ્યા પેલો બ્રાહ્મણ તો ભોજન કરી ચુકયો હતો એટલે ઠંડી ઠંડી હવા લેતા લેતો ઝાડની તળેજ સુઇ ગયો. શેઠ હવે ભોજન કરી પરવાર્યા એટલે ચલમમાં તમાકુ ભર્યો અને એક પાતળી કાથીની દોરડી લઇ બ્રાહ્મણના મોઢાની પાસે ધરી રાખી પણ ઘણીવાર થઇ તો એ આગ ન નિકળી. છેવટે શેઠે વિચાર્યું કે મેં દોરડી બહાર ધરી છે એટલે વખતે આગ નહિ નીકળતી હોય એમ ધારી શેઠે તો દોરડી બ્રાહ્મણના મોઢામાં ઘુસાડવા માંડી કે બ્રાહ્મણ ભડભડી ઉઠયો ને બોલ્યો 'શેઠજી, આ શું કરો છો ?' શેઠે કહ્યું કે 'મેં કથામાં સાંભળ્યું છે કે બ્રાહ્મણના મુખમાંથી આગ નિકળે છે એટલા માટેજ આ દોરડી મુકી હતી કે સળગી જાય ને હું હુકકો પીઉં.' બ્રાહ્મણ પણ સાક્ષાત્ પરશુરામનું સ્વરૂપજ હતા. એટલે લઠ્ઠ ઉપાડી શેઠની ખોપરીમાં માર્યો. શેઠ બિચારા ધુંધવાતા ધંધવાતા ત્યાંથી નાસી છુટયા. ધન્ય શ્રોતાઓ ! બુદ્ધિની બલિહારી છે. પ્રિય પાઠક ! વ્યાખ્યાન, ઉપદેશ, કથા ઘણા સાંભળે છે અને સંભળાવે છે પરન્તુ

હમેશાં વ્યાખ્યાન, ઉપદેશ કે કથાનો સાર તથા મતલબ કાઢવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ, નહિં તો અર્થનો અનર્થ અને તેમાંથી માઠાં પરિણામ નિપજ્યાં વગર રહેતાં નથી. એક શ્રોતાએ એવીજ રીતે એક કથા વાંચનાર પંડીતજીને કહ્યુ કે 'મહારાજ! સીતાનું હરણ થઇ ગયું હતું તે પાછી સીતા થઇ કે નહિ; બીજા તાએ જ્યારે રામાયણની કથા સમાપ્ત થઈ ચુકી ત્યારે ક મહારાજ! તમે આખી કથા તો વાંચી ગયા પણ મને ક . તો ખરા કે સીતા કોણ હતી, રામની બેન હતી કે ભાભી?' આજ કાલ આ દ્રષ્ટાંતો વાંચી મારા પ્રિય પાઠક જરા હસશે પરન્તુ ખરૂં જોતાં આપણે દેશની સ્થિતિ જોઇ રડવું જોઈએ. એક તરફ સત્યાગ્રહનો ઉપદેશ થાય છે લોકો ઉંધું સમજી હુલ્લડ તોફાન કરે છે, બીજી તરફ હોમરૂલનો ઉપદેશ થાય છે, લોકો સરકારની વિરૂદ્ધ સભાઓ કરી છેવટે પશ્ચાતાપ કરે છે. ત્રીજી તરફ સ્વદેશીનો ઉપદેશ થાય છે, લોકો વિલાયતી માલ વધારે વધારે વાપરવા માંડે છે. ચોથી તરફ કેળવણીનો ઉપદેશ થાય છે લોકો ફેશનમા ફંસી જરા અંગ્રેજી ફૂંકી, ફટા ફટ ફાટી જાય છે, પાંચમી તરફ સ્ત્રીશિક્ષાનો ઉપદેશ થાય છે, લોકો પોતાની સ્ત્રીઓને ઉલટા પદ્ધતિ પ્રમાણે ભણાવી નઠારા પરિણામના કારણ બને છે અને રાશમ

તથા દિલગીરી સાથે કહેવું પડે છે કે સ્ત્રીઓ પરન્યાતિ તથા પરજાતિના પુરૂષોની સાથે નાસવાના યત્ન કરે છે. છઠ્ઠી તરફ વર્ણ તથા જાતિ સંગઠનનો ઉપદેશ અપાય છે, લોકોમાં દિવસે દિવસે વધારે તડ અને ફુટ અને તડ જોવામાં આવે છે. સાતમી તરફથી ધર્મને અનુસરીને ચાલવાનો ઉપદેશ થાય છે લોકોમાં અને વિશેષતઃ ભારતવર્ષમાં અનેકાનેક પંથ તથા મત મતાન્તર દિવસે દિવસે વધતાજ ચાલ્યા જાય છે. આઠમી તરફથી આ રોગ્યતાનો ઉપદેશ થાય છે, ત્યારે ડાકટરોની સંખ્યા તથા આવક અને વિલાયતી દવાઓનો આંકડો અતિશય વધી ગયાં છે અને છેવટે ભયંકર પરિણામ એ થયું છે કે દેશમા રોગ ચાળો વધી મરણ સંખ્યા જન્મ સંખ્યા કરતાં ઘણીજ ઉંચી પહોંચી ગઇ છે. નવમી તરફથી સલાહસંપ વિગેરેના ઉપદેશ અપાય છે. ત્યારે કચેરીઓની સંખ્યા અને વકીલોની આવક વધવા લાગી છે. દસમી તરફથી સાત્વિક દાન કરવાના ઉપદેશ અપાય છે ત્યારે અનપઢ, અંધડ, અભણ તથા અદેખા બ્રાહ્મણોની સંખ્યાનો સુધાર થઇ શકતો નથી અને કેટલું દાન કુમાર્ગે જાય છે તેની હજી સુધી ખબર નથી પડી. અગીઆરમી તરફથી ઉપદેશ અપાય છે કે હિંદુ ધર્મને ત્યાગી પર ધર્મમાં જવું એ ઘણુંજ ખરાબ છે ત્યારે સ્વછંદીઓ

આગાખાની બને છે, ક્રીસ્ટાન બને છે, પીરાણા બને છે! આ શું? ભારત ચું'થઇ ચું'થઇને આવી દશાએ પહોંચ્યું? મારા મહેરબાન પાઠકો! જરા તો દેશની દાઝ જાણો કે બસ સ્વાર્થ સિદ્ધ થયો કે દેશ દેશને ઠેકાણે નાત નાતને ઠેકાણે અને આપણે આપણે ઠેકાણે! ગામડીઆ ગમાર ઉપદેશો સાંભળી ઉંધું સમજે તેનાં નવાઈ નથી પણ આશ્ચર્ય લાગે છે કે હિંદુ નવયુવક જે ભારતવર્ષના શિરોમણિ થવા જોઇએ આજ બાં. એ. એમ. એ. તથા એલ. એલ. બીની ડીગ્રીઓ લઇ પાશ્ચાત્ય સભ્યતાની ચળકાટથી અંજાઇ જઈ ઉંધું સમજી પોતાના પ્રાચીન સભ્યતાને ધિક્કારે છે? કેટલા તેમાંથી નિષ્ઠુર અને દુષ્ટ પ્રોપ્રાયટરો (માલિકો) ના હાથ નીચે રહી માનસિક દાસત્વમાં ડહાપણ સમજે છે, કેટલા કેનેડા તથા આફ્રિકાથી ફીકાં મોઢાં લઇ વિદેશીઓની લાતો ખાઇ પાછા ફરે છે; કેટલાક રખડી રખડીનેજ જીવન પુરૂં કરે છે તથા કેટલા લાંચ ખાઇ પેટ ભરે છે. આ સઘળું ઉંધી સમજણ નહિં તો બીજું શું? ભારતવર્ષની બહારની જાતિઓ તમને ખાઇ જવાને તથા ચુસી લેવાને તૈયાર બેઠેલી છે, અને તમારી આંખોમાં ધુળ નાંખી તમારાં ગજવાં ખંખેરી નંખાવવા લાગી છે, તો પછી તમે ચેતો નહિ અને જેમ ચાલે તેમ ચાલવા દો એ એક ખુબીની વાત છે!"



# રત્ન ૭૬ મુ.

## પક્ષીઓની સમજ.



એક રાજાએ પોતાના શોખને માટે એક બાજપક્ષી પાળ્યું હતું. તેને તેણે સારી રીતે કેળવ્યું હતું જેથી પક્ષી એટલું હળી ગયું હતું કે રોજ રાજાની આંગળી પરજ બેસી રહેતું. એક દિવસ રાજા પોતાના મંત્રી (વજીર) તથા દરબારીઓ સાથે શિકાર રમવા ગયો અને પક્ષીને પણ શિકાર સારૂ સાથેજ હાથ પર બેસાડી લઇ લીધું. શિકાર કરતાં કરતા રાજા, બાજપક્ષી તથા મંત્રી ત્રણે જણ બીજા બધા દરબારીઓથી વિખુટા પડી ગયા અને એક પહાડની પાસે જઇ પહોંચ્યા. રાજાઓની દશા આવા સમયમાં ઘણીજ દયાજનક હોય છે. ભુખ્યા તરસ્યા કોઇને કોઇ જગ્યા અન્નકે જળ મળતું નથી તથા રસ્તો પણ ભાગ્યેજ જડે છે. રાજાને ઘણીજ તરસ લાગી હતી એટલે વજીરને કહ્યું 'મંત્રીજી! કહીંથી પાણી મળે તો સારૂં, મારૂ ગળું એટલું સુકાય છે કે બોલી શકાતું નથી.' વજીરે કહ્યું 'મહારાજ આવા ઉજજડ સ્થાનમાં પાણી મળી શકે એમ લાગતું નથી છતાં

પણ જોઉં છું; કોઈ જગાએ પાણી મળી જાય.' એમ કહી રાજાને ત્યાંજ મુકી વજીર પાણીની શોધમાં નિકળ્યો કે તરતજ સદ્ભાગ્યે ડુંગરના એક મોટા પથરાની બાજુમાંથી શુદ્ધ નિર્મળ જળ ટપકતું તેણે જોયું. તરત ગજવામાંથી ચાંદીનો ગ્લાસ કાઢી તેમાં પાણી ભરી લીધું અને હોંસથી આવી રાજાને અર્પણ કર્યું. રાજા ઘણોજ પ્રસન્ન થયો અને ગ્લાસ લઇ પીવા જાય છે એટલામાં બાજપક્ષીએ તરતજ પાંખ વડે ગ્લાસ પાડી નાંખ્યો અને પાણી ઢોળી નાંખ્યું. રાજા જરા ખીજાયો તો ખરો પરંતુ બાજને તે બહુજ ચાહતો હોવાથી કાંઈજ બોલ્યો નહિ. મંત્રી તરત જઇ બીજો ગ્લાસ ભરી લાગ્યો અને રાજાને આપ્યો. રાજા પીવા જાય છે કે પાછું પેલા પક્ષીએ પાણી ઢોળીનાંખ્યું. એવીજ રીતે ત્રીજી વાર પાણી ઢોળી નાંખ્યું. રાજા બહુ ખીજાયો અને હવે તો બાજને મારવા લાગ્યો એટલામાં ચતુર વજીરે કહ્યું, 'મહારાજા! એનો વાંક નહીં હોય ત્યારે બીજું પણ કારણ હોય જેથી એ એમ કરે છે. એમ કહી વજીર પાછો પેલા પથરાની તરફ ગયો જ્યાંથી પાણી ટપકતું હતું. વજીરે જરા ઉપર ચઢીને પથરાના પાછળ જોયું તો એક મરેલા અજગરના ઝેરની સાથે મળી પાણી ટપકતું હતું. મંત્રીએ જાણ્યું કે બાજ પક્ષીનો જરા દોષ નથી એણે તો ઉલટો રાજા પર મોટો ઉપકાર કર્યો છે. એમ

કહી વજીર તરત રાજા પાસે પહોંચી ગયો અને સઘળી હકીકત કહી સંભળાવી. રાજાએ પોતે ત્યાં જઇને જોયું કે તરતજ બાજે આણી તરફ તેણી તરફ કાંઇ શોધવા માંડયું. હવે રાજાને ખબર પડી કે હાય! જો મેં પેલું નિર્મળ પાણી પીધું હતે તો મારૂં અત્યારેજ મરણ થતે પરંતુ ધન્ય છે પરમાત્મા કે તારા રાજ્યમાં કોઈ પ્રાણી કે પક્ષી નકામું નથી, પક્ષીઓને પણ તેં એટલી બધી અક્કલ આપી છે!! એમ કહી રાજા તથા મંત્રી બાજને લઈ ત્યાંથી ચાલતા થયા.

---

# રત્ન ૭૭ મું.



## શ્રાદ્ધ.

એક દિવસ એક જમના નામની વિધવાએ વિચાર કર્યો કે મારા પતિનું શ્રાદ્ધ ઘણા દિવસ થયાં થયું નથી તો લાવ આજે શ્રાદ્ધ સરાવી દઉં. હવે મારે જીવાને કેટલુંક જીવવું છે, કાલે ઉઠીને મરી ગયા તો બધુંએ રહી જશે! જમના ઘણી ચતુર તથા થોડું ઘણું ભણેલી હતી. પતિનું શ્રાદ્ધ કરવું એટલે બ્રાહ્મણ યથા શક્તિ જમાડવા પડે એવો

રીવાજ ( ખોટો કે ખરો ? ) ચાલતો આવ્યો છે. એમ વિચારી જમના નાતગોરને ત્યાં જઈ કહેવા લાગી કે મહારાજ ! આજે મારે મારા ધણીનું શ્રાદ્ધ સરવવું છે, માટે દસ વાગ્યાની અંદર મારે ત્યાં શ્રાદ્ધ સરાવી જજો ને ભોજન પણ કરી જજો. ગોર મહારાજ તો વાટ જોઈનેજ બેઠા હતા કે ક્યારે કોઈ શિકાર આવે છે. વહેલા મોડા ગોરમહારાજ દસ અગીઆર વાગે ઝોળી લઇ પધાર્યા અને આમ તેમ સંકલ્પ કરાવી પૈસા કઢાવી જમવા બેઠા. ગોર મહારાજે પેલી બાઈને કહ્યું 'એ જમના આજે શ્રાદ્ધ એવું સરસ થયું છે કે તારા ધણીને એકે એક ચીજ મળી જવાની કારણ કે તેં રસોઇ બહુજ સરસ કરાવી છે. કલાક એકમાં ગોર મહારાજ જમી પરવાર્યા ને પાન વિગેરે લીધાં અને ઝોળી લઇ ખાંધે નાંખી જવાને તૈયાર થય એટલામાં જમના બોલી કે મહારાજ ! મારા ધણીને જમ્યા પછી તરતજ અફીણ ખાવાની ટેવ હતી અને અફીણ નહીં મળે તો ગભરાઇ જતા. એટલા માટે લો મેં અફીણ પણ આણી મુકયું છે તે તમે ખાઇ જાઓ તો સારૂ કે મ્હારા ધણીને મળી જાય નહિ તો બિચારાને બહુ આપદા પડશે. એમ કહી જમનાએ દાબડી ઉઘાડી ગોરને અફીણ આપવા માંડયું. ગોરે મોટો ચોપરો ચઢાવી કહ્યું 'વળી અફીણ બફીણ તે પહોંચતું હશે ? ત્યાં તો સારૂં સારૂં મિષ્ટાન્નજ પહોંચી શકે ! એમ કહી ગોર મહારાજ પાછા ધામા નાંખી બેઠા

અને યાદ કરી કહેવા લાગ્યો કે જમની, જો ત્યાં ચોકમાં પાન પર આઠ આનાના પૈસા તેં શ્રાદ્ધમાં મૂકયા હતા તે લાવ! જમના બોલી 'મહારાજ, એ વાત તો ખોટી, તમે અપ્રીયુ ખાશો તોજ પૈસા મળે નહિ તો એક પઇ નથી મળવાની.' ગોર ગુસ્સે થઈ ચાલતો થયો. જમના વિચારમાં પડી કે આ ગોરો શું ટપાલની પેટી (લેટર બોકસ) છે કે અહીંથી ખાઇ પીને અમારા બાપ દાદાઓને પહોંચાડે છે? વળી ગોરને કંઇ આવડયું તો છે નહિં. મને આમાં કાંઇ સમજણ પડતી નથી. હું તો હવેથી કોઈ ગોરને પણ બોલાવવાની નથી અને સરાધ બરાધ પણ સરાવવાની નથી. ફકત મારા ધણીનું નિરંતર નામ જપીશ અને પરમાત્માનું ભજન કરીશ જેથી મારૂં પોતાનું કલ્યાણ થાય અને મારા પતિના આત્માને શાંતિ મળે. મારા પતિનું શરીર તો ભસ્મ થઇ ગયું હતું તે વળી કયા મોઢાથી જમવાના હતા અને હવે કોણ જાણે કઇ યોનિમાં જઇ પડયા હશે તે કોને ખબર છે? તે દિવસથી જમનાએ શ્રાદ્ધ કરવું છોડી દીધું અને ધણીનું સ્મરણ કરી તેના ગુણો પર આચરણ કરી એક સદાચારી આનું જીવન ગાળવા લાગી.



# રત્ન ૭૮ મું.



## એકના બે અર્થ.

એક બાદશાહે પોતાના શહેરના બે માળીઓને બોલાવીને કહ્યું કે 'તમે બન્ને જણા એક એક બગીચો બનાવો; એક આ શહેરની ઉત્તરમાં જાય અને બીજો દક્ષિણ તરફ જાય, ત્યાં પુષ્કળ જમીનછે; પણ એટલું ધ્યાનમાં રાખવું કે 'ઝાડ લગે, લગને નહિ પાવે' છ મહિનાનિ અંદર હું બન્નેના બગીચા જોવા માંગું છું'. માળીઓ તો ગયા અને પોત પોતાનો બગીચો ઠરાવેલી જગા પર તૈયાર કરવા લાગ્યા. એક માળીએ તો જાત જાતનાં બીજ રોપ્યાં, છોડવાઓને પાણી આપ્યું પરન્તુ ઝાડ જરા મોટાં થતા કે નીચેથી કાપી નાંખતે; એટલે એના બગીચામાં કંઈજ ઉગ્યું નહિ, જ્યાં જુઓ ત્યાં ઝાડનાં ઠુંઠાંજ જોવામાં આવતાં હતાં બીજાએ પોતાનો બગીચો તૈયાર કરવા માંડયો અને એક એક બી એવી રીતે રોપ્યું કે ઝાડ ઉગ્યા પછી સાથેના ઝાડને જરા પણ ન અડકે. છ મહિનાની અંદર એણે એવો સરસ બગીચો

બનાવી દીધો કે જેમાં દરેક જાતનાં ઝાડ જોવામાં આવતાં હતાં. છ મહિના પૂરા થયા કે રાજા પહેલા માળીના બગીચામાં ગયો અને જોયું કે ત્યાં ઝાડનાં ઠુંઠાં શિવાય બીજું કાંઈજ નહોતું ત્યારે તેણે માળીને પુછ્યું., 'કેમમાળી! તારો બગીચો આવો ખરાબ કેમ દેખાય છે, આંતો વગડા કરતાં પણ ખરાબ લાગે છે!' માળીએ કહ્યું 'મહારાજ હજુર! આપે ફરમાવ્યું હતું કે બગીચો તૈયાર કરો પણ ધ્યાનમાં રાખવું કે ' ઝાડ લગે, લગને નહિ પાવે.' તદનુસાર ઝાડ ઉગતાં ગયાં ને હું કાપતો ગયો જેથી કોઇ ઝાડ પર પાંતરૂં કે ફળ જણાતું નથી " બાદશાહે કહ્યું

' શાબાશ! મારા કહેવાનો અર્થ તું બરાબર સમજ્યો નથી. પછી ત્યાંથી બાદશાહ બીજા માળીના બગીચામાં ગયો. ત્યાં જઈ જુએ છે કે બગીચો ફળ ફુલથી ભરપુર છે, પાંતરાં હવામાં ફરફર હાલી રહ્યાં છે, અને અનેક જાતનાં પક્ષી ઝાડો પર ગાયન કરી રહ્યાં છે.' બાદશાહે માળીને બોલાવી કહ્યુ કેમ માળી! તેં મારા કહ્યા પ્રમાણે બગીચો બનાવ્યો? માળીએ કહ્યું, 'જી હજુર! આપની સામે સઘળું તૈયાર છે; આપ જુઓ કે આપના હુકમ પ્રમાણે થયું છે કે નહિ. આપે કહ્યું હતું કે ' ઝાડ લગે, લગને નહિં પાવે.' એટલા માટે મેં ઝાડ તો રોપ્યાં પણ એવી રીતે રોપ્યાં કે એક બીજાને જરા પણ અડકતાં

નથી.' બાદશાહ એ સાંભળી ઘણોજ ખુશી થયો અને માળીને ઘણું ઇનામ આપ્યું.

હમેશાં હરેક વાતનો મર્મ જાણવાનો યત્ન કરો.

---

## રત્ન ૭૯મું.

### દાનત.

એક વખત એક રાજા પોતાના શહેરમાં ફરતો ફરતો શહેરની બાહર આવેલા એક બગીચામાં જઇ પહોંચ્યો. કોઇ આવ્યું એમ સાંભળી બગીચાનો માળી એકદમ કામ પરથી દોડી આવ્યો અને નમન કરી રાજાને કહેવા લાગ્યો, 'મહાશયજી! પધારો આ બગીચો આપનાજ છે'! રાજાએ પુછયું, ! 'આ બગીચો કોનો છે?' માળીએ કહ્યું 'મહારાજ છે' માળી રાજા સાહેબની રજા લઇ ત્યાથી ગયો અને બે મિનિટમાં એક મોટો ગ્લાસ એકજ દાડમના રસથી ભરીને લઇ આવ્યો ને રાજાને ભેટ કર્યો. રાજાએ તે ઘણી ખુશીની સાથે સ્વીકાર્યો અને દાડમ રસ પીને ઘણોજ સંતોષ પામ્યો. રાજા બગીચો તથા તેનાં ફળ ફુલ ઇત્યાદિ જોઇ ઘણોજ પ્રસન્ન થતો પોતાના વજીરની સાથે પાછો ફર્યો.

રસ્તામાં રાજાએ વજીરને કહ્યું, 'મંત્રીજી! આ બાગની ઉપજ ઘણીજ હોવી જોઇએ કારણ કે એક તો એ ઘણો મોટો છે અને બીજું એકે એમાં ફળ ઘણી ઉતમ પ્રકારનાં થાય છે. આપણે એ બાગ ઉપર કેટલો વેરો નાંખ્યો છે વારૂ?' મંત્રીએ કહ્યું 'મહારાજ, વર્ષે કુલ દસ રૂપિઆજ વેરો છે.' ત્યારે રાજાએ સહેજ દાનત બગાડી કહ્યુ, 'એ બાગ પર દસ રૂપિઆ નહિ પણ સો રૂપિઆ વેરો નાંખવો જોઇએ અને જેટલો જલદીથી બને તેટલી જલદીથી બગીચાને આપણા કબજામાં કરી લેવો જોઇએ.' મંત્રીએ કહ્યું, "જી હજુર! જેવો હજુરનો હુકમ." થોડા દિવસ પછી રાજા તથા મંત્રી પાછા ફરતા ફરતા તેજ બગીચામાં જઇ પહોંચ્યા માળીને બોલાવી રાજા સાહેબે ફરમાવ્યું કે જાઓ, એક ગ્લાસમાં દાડમનો રસ લઇ આવો. માળી ગયો અને દાડમનો રસ કાઢવા લાગ્યો. તે દિવસે તો એકજ દાડમના રસથી ગ્લાસ ભરાઇ ગયો હતો પરન્તુ અત્યારે તેણે દસ દાડમ તોડીને નીચવ્યાં તો પણ ગ્લાસ ભરાયો નહિ અને એમાંને એમાં એને અડધો પોણો કલાક લાગ્યો. માળીએ રસ આપ્યો ત્યારે રાજાએ પુછયું 'કેમ માળી! આટલો બધોવાર કેમ થઇ? માળીને હજી સુધી ખબર નથી કે રાજાજ તેની સાથે વાત કરી રહયો છે તે તો સમજે છે કે શહેરનો કોઇ મોટો ચેહોઓ હશે.

માળીએ જવાબ આપ્યો 'હજુર! તે દિવસે આપને એજ મિનિટમાં એકજ દાડમમાંથી એક ગ્લાસ ભરી આપ્યો હતો પરંતુ આજે દસ દાડમ નીચોવ્યાં તો પણ ગ્લાસ ભરાયો નથી એ ઘણું તાજુબ થવા જેવું છે. મને તો લાગે છે કે આ બગીચા પર મારા માહારાજાની દાનત બગડેલી હોવી જોઇએ, નહિ તો કોઈ દિવસ એવું થાય નહિ. રાજા મનમાં સમજી ગયો અને માળીની પ્રશંસા કરી, વેરા ઇત્યાદિનું બંધ રાખી ત્યાંથી ચાલતો થયો. રાજાએ પોતાની દાનત તરત સુધારી કે પાછાં દાડમ ભરેલાંજ નજરે પડયાં.

લોક જુએ કે ન જુએ તો પણ દાનત હમેશાં સાફ રાખો; ધન એઇ દાનત નહિં બગાડો કે જેથી પાછળથી પસ્તાવું ન પડે.

## રત્ન ૮૦ મું.

### બાદશાહ સીકંદર.

પણ છેવટે મૃત્યુ ! છેવટે મૃત્યુ ! દુનીઆમાં મસ્તી તોફાન લુટફાટ કરી છેવટે મૃત્યુને શરણુ જવાનું છે. બાદશાહ સીકંદર અદ્વિતીય પરાક્રમો દેખાડી, દુનીઆના રાજાયોને સર કરી, ખજાનાઓ ભેગા કરી આનંદ ભોગવે છે ? નહિં અંતે મૃત્યુ શય્યા પર પડી પડી આંસુ પાડે છે, પણ તેનામાં આત્મિક બળ મોટે ભાગે જોવામાં આવતું

હતું એટલે તરત રૂદન કરતો બંધ થઈ ગયો. પણ વિચારવા લાગ્યો કે મારા કર્મોમાં એક પણ કર્મ એવુ નથી કે જે હું દુનીઆને વાસ્તે આદર્શ બનાવી શકુ ને જેની પાછળ દુનીઆ ચાલી સુખી થાય. પણ નહિં અત્યારે મારી અવસ્થા હું પોતે જોઉં છું ત્યારે મનેજ એક મોટો બોધ મળે છે અને તેજ બોધ હું દુનિઆને આપવા માંગું છું. એમ વિચારી તેણે પોતાના રાજપુરૂષોને બોલાવ્યા અને કહ્યું, હવે દુનિઆ મારે માટે થોડાજ ક્ષણની છે. મારૂં શબ હમણા શમશાનમાં જશે અને મારો આત્મા ક્યાં જશે તે હું કહી શકતો નથી પણ તમે એટલું તો કરજો કે જ્યારે તમે મારૂં શબ આ શહેરમાંથી થઈ શમશાનમાં લઇ જાઓ ત્યારે મારા બન્ને હાથ ઉઘાડા મૂકજો કે દુનીઆને ખબર પડે કે સીકંદર જેવો મહાન બાદશાહ પણ દુનિઆમાંથી ખાલી હાથે આવ્યો અને હવે ખાલી હાથેજ જાય છે. દુનીઆને શિખવાડો કે ' સીકંદર જબ ગયા દુનીઆસે દોનોં હાથ ખાલી થે. '

મૃત્યુથી ડરી પાપ કર્મનો ત્યાગ કરો કે મૃત્યુનો ભય પણ ધીમે ધીમે ઓછો થતો જાય.

ॐ शमिति.

# અન્તિમ નિવેદન.



પ્રિય વાંચક ! લેખકનો ઉદ્દેશ ત્યારેજ પૂર્ણ થયો ગણાય કે જ્યારે પ્રત્યેક આર્ય કેવળ પોતાનીજ માનસિક તથા શારીરિક ઉન્નતિમાં એકલો સંતુષ્ટ ન રહે પરન્તુ બીજાની ઉન્નતિમાં પણ પોતાની ઉન્નતિ માને. ભારતની અધોગતિનું એક મોટું કારણ આ સાધારણ નિયમનો ભંગ છે. સમસ્ત ભારતી જાતિમાં ભિન્ન ભિન્ન વિભાગો અર્થાત્ હિંદુ, મુસલમાન તથા ઈતર વિભાગો પોતાનીજ ઉન્નતિમાં સંતોષ માની બેઠા. પરિણામ એ આવ્યું કે દરેક વિભાગ આજે અવનત દશામાં જોવામાં આવે છે. હજુ પણ ઉપરોક્ત નિયમનું સત્ય પાલન કરવામાં આવે તો આશા રાખી શકાય કે ઉન્નતિનું કેન્દ્ર બહુ દૂર નહિ પડે. જ્યારે ભારની જાતિના આત્રા સ્વાર્થ પરાયણ વિભાગ થઇ ગયા અને દરેક વિભાગ પોતપોતાની ઉન્નતિમાં સંતોષ માનવા લાગ્યો ત્યારે ભારતવર્ષનો આર્ય વિભાગ (હિંદુઓ ?) અનેક પેટા વિભાગોમાં વિભક્ત થઇ દરેક પેટા વિભાગ પોતાની ઉન્નતિ કરવા લાગ્યો અને બીજા વિભાગોની ઉન્નતિની સાથે એને જરા પણ સંબંધ ન રહ્યો. પરિણામ એ થયું કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એક બીજાની સહાયતા

વિના લુલા લંગડા થઇ ગયા. બ્રાહ્મણ પોતાનું અસલી કર્મ ભુલી નોતરાં દેવામાં અને જમણો જમવામાં વખત ગાળવા લાગ્યા અને વૈશ્ય તથા ક્ષત્રિય તથા શૂદ્રોને સદ્બોધ આપી સન્માર્ગે લાવવાનું કામ તો કોણ જાણે કઇ અંધારી કોટડીમાં સંતાઇ ગયું ! માણસનાં શરીરમાં એવી રચના છે કે કોઇ માણસનું ભેજું (માથુ) કામ નહીં કરતું હશે તો તે માણસ ગાંડામાં ખપી કોઇના પણ ઉપયોગમાં નથી આવતો. તો ખરે ખર એવીજ રીતે આપણી જાતિમાં આપણે શાસ્ત્ર કથનાનુસાર કે 'ब्राह्मणोऽस्य मुखमासीत्' બ્રાહ્મણોને જાતિનું ભેજુ (માથું) માની લીધું છે અર્થાત્ ક્ષત્રિય, વૈશ્યાદિના સઘળા સંસ્કાર, સંકલ્પ, જ્ઞાન શિક્ષણ ઈત્યાદિ બ્રાહ્મણો દ્વારાજ અપાવવું જોઇએ પણ હવે વિચાર એ થાય છે કે હમણાં બ્રાહ્મણો છે તો ઘણા તો પછી આ દુર્દશા કેમ જોવામાં આવે છે ? કોઇ પણ સાધારણ અક્કલનો આર્ય એનો ઉત્તર આપી શકશે ?

એવીજ રીતે આપણે આગળ ચાલીને જોઇશું તો એજ સાધારણ નિયમનો ભંગ અને તેથી નિપજતાં અનિષ્ટ પરિણામ છે. યથા મોઢ બ્રાહ્મણ પોતાની જુદી ઉન્નતિ માની બેઠા છે અને તેમાંજ સંતોષ માને છે, ઔદીચ્ય પોતાનીજ ઉન્નતિમાં સંતુષ્ટ બેઠા છે. વૈશ્યોમાં પણ એજ દશા છે.

સર્વે પોતાનીજ ઉન્નતિમાં સંતોષ માની બેઠા છે અને વીશા પોતાની ઉન્નતિનું ઢોલ વગાડે છે; વળી મોઢ તથા નાગર વૈશ્યોનું તો પૂછવુંજ શું! આ કંઇ ઉન્નતિનો સહેલો અને સસ્તો માર્ગ નથી કે કાશી હરદ્વારમાં મુક્તિની માફક એક દમ જડી આવે. જાતીય ઉન્નતિને વાસ્તે ચાર મોટા થાંભલા છે ચારેમાંથી એક પણ થાંભલો તુટી ગયો કે ઢીલો પડી ગયો તો સ્મરણ રાખવું કે જાતિરૂપી મકાનને નીચે આવતાં વાર નહીં લાગે. છેવટે ઘરોમાં પણ એજ જોવામાં આવે છે કે માતાપિતા પોતાની ઉન્નતિ કરી સંતાનોની જરાપણ કાળજી રાખતા નથી.

આ ગ્રંથમાળાનો પણ એજ મુખ્ય ઉદ્દેશ છે કે જાતિ સંગઠન જેમ બને તેમ મજબુત બને કારણ કે વેદની સ્પષ્ટ આજ્ઞા છે કે;

'संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम् ।

જીજ્ઞાસુ સત્યાન્વેષક,

**રમણિકલાલ ગિરધરલાલ મોદી.**